## પદ ૯૨મુ.

મોગરા માળે શું મોહિ રહ્યો મોહના, હાર આપો જશ ધ્યાન નાથે,
કેહેશે નાગરો કોહનુ નામ ગાતો હતો, કૃષ્ણ તુજને કોઇ નહિ આગધે. મો૦
સારી પકિત તણા લોક મને મળ્યા મહાપ્ર કરશો તેની પાસ થાશે;
મૃત્યુના ભય થકી નરસૈયો નવ બિયે, પણ તારો જશ જગદીશ જાશે મો૦
રજની તો નહી ગઇ, રાત થોડી રહી, જોત તો ઝાખી થઇ ગઇ દિવાની,
કેશવા કહથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈંની કમાણી મો૦

## પદ ૯૩મુ.

હારને કાજ શું હઠ કરે શામળા, જાચવાને તારી પાસ આવ્યો,
રાધિકાની સંગે બેઠો વાતો કરે, કેહે વૈકુંઠથી તુ શું રે લાવ્યો ? હાર૦
તારૂ નામ વિશ્વભર પ્રભુ તે ન ગિય, નન્દનો કોકરો છાન પીતો,
હોતો કામળી, હાથમા લાકડી ગાવડી ચારતો વન રહેતો, હાર૦
માત તુ, તાત તુ, ભ્રાત તુ, ભૂધરા, તુ વિના દુખ તે કોને કહીએ,
ભણે નરસૈયો તારા ગુણ ગાઇ જીવીએ, એટલા ભૂતળ કેમ રહીએ હાર૦

## પદ ૯૪મુ.

હાર કાજે શું વિનય કરવા પડ્યું, નહિંજ કૌસ્તુભ વિઠ્ઠલ માગ્યા,
ઉજળા રૂપ ને મુજનો નાનણો તેને શું ગોપી રહ્યો નન્દલાલા હાર૦
કૌચને મુઝને નીચને અનુસર્યા જાત નહિ, જાતના જાત ત્યાગી,
ગજના દિકરી રૂકમણી પરણી ત્યાહી મહિનો થયો ત્યારે લાગી હાર૦
રત્ન ગુજા નચે ભેદ નહીં ભૂધર સાયર છીલરા સમ જાણો,
મડળિક હારને કાજ મને પરહર, દોહેલા કામના શે ન જાણો હાર૦
લોક કૌતુક જુએ, લાજ તારી જએ સુણે શામળા ભ્રાતા ન્યાયાધીશ,
કેનવા માળ આપી ઉનાગ્નિ, પ્રેમે રાખુણન નરસેના થાના હાર૦

## પદ ૯૫મુ.

આપ્ય રે હાર પ્રભુ સત વિઠ્ઠલા વિવિધ વિધાનના વા નાગે,
લોકના વચન અવિલોક તુ શામળા, નાથ નિદ્રા તજી શે ન જાગે ? આ૦

દીનબંધુ તણું બિરૂદ હરિનું સુણ્યું, એમ બોલે સત્ય વેદ વાણી,
કનક તાર એ આજ અભાગ્યો, ગણ્ય તું વિપ્રને જડ જાણી. આ૦
કૃપણપણું તું મૂક્ય કમળાપતિ, જગપતિ જન ઉપહાસ થાશે,
મોહના મંડળિકડો નરસૈંને મારશે, હાર આપો જન ધ્યાન થાશે. આ૦

## પદ ૯૬મું.

આપજોની હાર વસુદેવનંદન, આવ્ય અનાથ તુને લાજ થોડી,
કંસના ભય થકી નાશી ગોકુળ ગયો, રહ્યો આહીરશું પ્રીત જોડી. આ૦
સ્વારથ માટે મા બાપ તેં પર કર્યા, સુર અસુર મુનિ સર્વે જોતા,
કંસનો વધ કર્યો અર્થ તારા મથ્યો, ગોપીજન મૂકીઆ વને રોતા. આ૦
બહેન કંસના આહીરનો નવ થયો, તો મુને હાર તું કેમ આપે,
ભણે નરસૈંયો હવે રજની થોડી રહી, આપ્ય તસ્કર હસી કાં સંતાપે. આ૦

## પદ ૯૭મું.

ઉઠને શામળા મૂકી મન આમળા, બોલે નહીં શા અભિમાન માટે;
આપીએ હાર કે મગટ હવણાં કરું, જે કામ કીધું બંદીવટ ધાટે. ઉ૦
અસુરની નાર તેં ભોગવી ભૂધર, પરસ્ત્રીના ગરથ શું નોહતો તારે;
હાનને વાર થઈ બાર ભાગી ગયો, શું કહિયે નાથજી વારે વારે. ઉ૦
કળિયુગ માટે કલંક જો લાગશે, વૈષ્ણવની ગત તે કોણ થાશે;
ભણે નરસૈંયો જ્યારે હું હલાવો પડ્યા, તારું કીર્તન જગ કોણ ગાશે. ઉ૦

## પદ ૯૮મું.

કાનજી હાકેમને વિનતું વિઠ્ઠલા, કંઈ કમળાનાથ મન વિચાર,
દ્રૌપદી લાજને કાજ આવ્યા હરિ, તેમ દુઃખ પામે ઘણું દાસ તારા. કો૦
પ્રગટ થયું નામ જુનાગઢ વિષે ભુધરા, નરસૈંયા નાથ એવું બિરુદ કહાવે,
સંતકનું સંકટ ગળાએ નિકમાં, તો તું નાથજી બસોરે આવે. કો૦
લોક દેખે મને કૌતક થાય છે, નાગરિક મદ ભર્યા કૂડ બોલે,
નરસૈંયાના સ્વામી નિત્ય દાના સદા, ધાનવા જમીને નહિ કાં તે લે. કો૦

## પદ ૯૯મું.

તને શોભી રહ્યાં નાથિયાં, રંગ શાંભો પડ્યાં, નિશા રજની રહી રે થોડી,
નાનાનંદ તું શાને આગ્રહ કરે, નાગર સાથે શું પ્રીત તેં છોડી? તને૦

જાળી કપાળિયો કામ પ્રજાળિયો, ઇશ્વિર પદ પામ્યો ઉમિયારે સ્વામી;
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભિચારી કાનુડો કામી. તને૦
હઠ કરે તેશું હઠ કીજીએ શામળા, ત્રુટશે સ્નેહ ત્રિકમ તાંતણે;
ભણે નરસૈયો અવધ સૌ વહી ગઈ, મંડળિક મારશે મુજને વાહણે. તને૦

### પદ ૧૦૦મુ.

જે તારા ચરણ શરણને અનુસરે દેવા, તે જનને તુજ સરીખા કીધા;
ભોગવે ભોગ સંસારનો શામળા, વિષય રસ સેવતા કાર્ય સિઝ્યાં. દેવા૦
જોતાં જનકનાં કર્મ શાં કેશવા, રાજ રિદ્ધ વિલસતો નરક વાર્યો;
નામ પ્રતાપથી જમપતિ જીતીઓ, અજામિલ તારૂં અભેપદ પામ્યો. દેવા૦
ભક્ત વાહલા સદા દાસનાં દુઃખ હરો, નિશ્ચે વાયક એવાં વેદ બોલે;
અંબરીખ દાસથી ક્રોધી ઋખિ રાજ રઝળિયો, તો મંડળિક તારે શાજ તોલે. દેવા૦
તાહારા ચરણને જે કોઇ અનુસરે, તે તો વૈકુંઠથી અધિક હોયે;
ઇંદ્રાદિક બ્રહ્માદિક શંકર સેવતા, તાહરો પાર ન જાણે કોયે. દેવા૦
ઇંદ્ર અહલ્યા થકી મહા દુઃખ પામિયો, સહસ્ત્રભગ તન થયાં તને સંભારે;
માહ્ર કરની હવે સાધુ સંતાપતો, નરસૈયાને નાથ કાં વિસારે. દેવા૦

### પદ ૧૦૧મું.

કૃષ્ણ કૃપાળ કરૂણાનિધિ કેશવા, હું અનાથનો નાથ કહીએ;
ભૂપતિ ભોળો એને મર્મ મનમાં વસ્યા, શ્યામ વિના શરણે કોને જઇએ. કૃ૦
સગાં સરવે મળી, ન્યાત નાગર તણી, કૌતુક જોવાની પેર કીધી;
ઉષ્ણજળ મેઘ તેં મોકલ્યો શ્રી હરિ, છાબ વેળા આવી આશ દીધી. કૃ૦
મને અપજશ તો તને અપજશ થશે, મને જશ તો તારો જશ વાધે;
દાસને કાજ શું હઠ કરે શ્રી હરિ, એવડો અનર્થ શીદરે સાધે. કૃ૦
મંડળિકરાય જો મુજને મારશે, તેમાં તો તાહરૂં પન જણાશે;
મૃત્યુને ભયે નરસૈયો બિહતો નથી, ભક્તવત્સલ તારૂં બિરદ જાશે. કૃ૦

### પદ ૧૦૨મું.

ભક્તના ઇશ તુને વિશ્વ સૌકો કહે, કાગળા કેરાં તે દાન કર્યાં;
વિપ્ર સુદામાને નવનિધ મોકલી, વિદુરને મંદિર વાસો વસ્યા. ભક્ત૦

કૃષ્ણ કૃપાળ કૃપણ થયા શ્રી હરિ, ભકતની ભીડ જાણો ગોપાળ;
નાશી કરીને ગિરિ મધ્યે જઇ રહ્યા, કાળયવન નોયે શિશુપાળ. ભક્ત૦
જરાસંધ નહીં કેશી નરકાસુર, તેહતણારે અહંકાર મોડયા,
અઘાસુર બકાસુર વેર ભાવે કરી, તેતણા તનના બંધ છોડયા. ભક્ત૦
ભાવે કભાવે જેણે આરાધિયો, ગર્ભ નિવાસ નહિ આવે વળતો;
ભણે નરસૈંયો હું દીન થઈ વરણવું, રાખ્ય રે રાખ્ય મુને બાપ બળતો ભક્ત૦

## પદ ૧૦૩મુ

કાજ પડયુ કેશવા વલવલું વિઠ્ઠલા, બેઉ કરજોડીને માન માગુ,
આવ તું ધસમસી નાથ નિદ્રા કરી, ઉઠ આળસ તજી શે ન જાગુ? કા૦
તાણ કરતા બહુ હાણ થાશે અચ્યુત, હઠ કરતા હલકાઇ થાશે,
કપટની પ્રીતે તો બાર ભાગી જશે, દીનબંધુ તારૂ બિરદ જાશે કા૦
શરણ આવે તેનું સંકટ તું ખુએ, વેદ સ્મૃત વદે રે વાણી,
તે બિરદ તારૂ જાય છે ત્રિકમા, રાખ્ય નરસૈંયાને દીન જાણી, કા૦

## પદ ૧૦૪મુ

હારને કાજે શું હઠ કરે માનજી, બોલતો રે નથી મુગો મારે,
રાય મંડળિક પ્રતિત કારણ પ્રભુ, દુરજને પ્રાર્થું શીદ સાટે હાર૦
પરાક હોય તો પછ તું નાગરિને, ને કાઇ મૂલ એકુ જે તારે,
નેક નગરે નમું કહ ગણુગારને, શુ કહુ શામળા વારે વારે, હાર૦
કળિયુગ માહે પ્રતિત નહિ લોકને, હાર નહિ આપો તો કોણ ધ્યાશે,
કહે નરસૈંયાને હાર આપ્યો નહિ, ચૌદ લોક ગુણ તારા કયમ ગાશે હાર૦

## પદ ૧૦૫મુ

મારે તો નાદરા નામનો આનરો, તું વિના સાહે કોણ કર માગી,
દીનબંધુ તમે સદા રે દામોદરા, આ અવસર આવી શો ઉગારી માર૦
બહુની લાજ તું રાખ લક્ષ્મીવર, નામ ન્યાગ તું બિરદ ધારી,
તારે સેવક કોટી છે નામળા, મારે તો એક છે આશ તારી માર૦
મંડળિક રાયને માન વાધ્યુ ઘણુ, તે તમે ચિત્ત ધરો નાથ મારા,
ભણે નરસૈંયો ભૂતળમા અવતરી, અહરનિશ ગુણવા ગાઉં તારા માર૦

## પદ ૧૦૬મું.

દીનબંધુ તમે હરિ દારિદ્રમોચના, દાસને અનંત આશ તારી;
અનેક શત્રુ મળી મુજને પરભવે, નાથ વિના કોણ કરે સાહે મારી. હરિ૦
તું નાથ અનાથનો સાખ સમ્રન પૂરે, વાત વિસ્તારતા વાર લાગે;
કૃત્ય તારાં ગ્યે આજ ગંભારતો, હું મતિ મંદ અજ્ઞાન આગે. હરિ૦
રંકની લાજ તું રાખ લક્ષ્મીવર, દુષ્ટ જ્યમ ત્યમ લવે લોક સહ;
તેહી હાશી ને મારૂં મોન છે, જેમ હરિ રાખશો તેમ રહું. હરિ૦
માન અપમાન માહરે નવ રહ્યું, ભૂપતિ ભોળવ્યો કામ કીજે;
રાખીએ નાથ અનાથને દુઃખથી, આશ અનંત તુજ નામ લીજે. હરિ૦
સૂત વસુદેવના અંતર અવિલોકીએ, પતિતપાવન એવું બિરદ તારૂં;
આપીએ હાર ઉગાર તું નરસૈંને, આણ કરૂણા નહિ તો પ્રાણ કાહડું. હરિ૦

## પદ ૧૦૭મુ.

વિશ્વપાળક વિશ્વંભર કરૂં વિનતી, તુજ વિના દુઃખ બીજુ કોણ જાણે;
વિલપતાં વિલપતાં વહી ગઇ જામની, નાથ નિદ્રા તું શૂરે આણે. વિશ્વ૦
રોકી રહી રાધિકા કે પુત્રી ભીમક તણી, અંગના સંગમા શો રગ માણે;
હઠ થકી સુર અસુર સૌ હારીઆ, ત્રૂટશે સ્નેહ ત્રિકમા આ તાણે. વિશ્વ૦
રાહી ચંદ્રાવળી કે મળી લલીતા સખી, કામવશ થઇને શુંરે સૂતો;
ફુલના હારમાં એમ તું શા કરે, પ્રાતઃ થયો ને રાગે વગૂતો. વિશ્વ૦
સાચ પાખે કોઇ રાચે ન શ્રીહરિ, જગત જીવણજી શે ન જાણો;
શીઘ્ર થઇ હાર નરસૈંયાને આપીએ, રાઢે ચઢયો મંડળિક રાણો. વિશ્વ૦

## પદ ૧૦૮મું.

સ્વારથભૂત ના હોવ રે ભૂધરા, પરમ કરૂણાનિધિ વેદ ગાયે;
ગ્રાહના મુખથી ગજને મૂકાવિયો, ગરૂડ તજીને ગોપાળ ધાયે. સ્વા૦
ગરૂડની ગતિ અતિ મંદ લહી માવજી, ચર્ણે ધાયા ઘણું સંકટ જાણી;
આપ નહિ પોહચીઆ ચક્ર ત્યાં પાઠવ્યું, ભેર ઓધારિયા કરૂણા આણી. સ્વા૦
હરિનામ જશ વાધીઓ ત્યાં થકી શામળા, સેવક સંકટ ટાળ્યુંરે માટે;
ભણે નરસૈંયો સેહલ વાતને કારણે, કરૂણાસિંધુ બિરદ શાને ડાટે. સ્વા૦

## પદ ૧૦૯મું.

દયા આણુ દયાળજી શીઘ્ર સેવક તણી, તું ને મારો ધણી વિશ્વ જાણે;
પ્રકટ મુજ નામ તે તુંજ થકી શામળા, કાં ન એ વિનતિ મન આણે. દયા૦
મંત્ર તું જંત્ર તું ધ્યાન ધરણીધરા, મંત્રી મોહન વિના નહિ રે બીજો;
હાર આપ્યા વિના લાજ કોહ કેમ રહે, દીન દેખી હરિ શે ન રીઝો. દયા૦
સાહે કીધા વિના નેટ નહીં છૂટકો, જો તમ ચરણની આશ આપી;
નરસૈંયાચા સ્વામી માન માગી કહું, હાર આપી નાખો દુઃખ કાપી. દયા૦

## પદ ૧૧૦મું.

પુષ્પથી સાર અનેક છે શામળા, મુજને હારનું દાન દીજે;
રંક સાથે લહી, વાત દુર્લભ કહી, કોની કેશવ હવે કેમ કીજે. પુષ્પથી૦
કાજ કીધા વિના પ્રતિત નહી પુરૂષનો, પ્રીતની રીતનો આપી રે ભાસ;
સકળ સુરીનર કહે, અકળ કો નવ લહે, મારે તો તુજ વિના નહિ રે આશ. પુષ્પથી૦
નામ પ્રતાપે પાષાણ જળમાં તર્યા, પતિતઓધારણ નામ તારૂં;
નરસૈંયાનું તું સંકટ હર શામળા, હાર આપે થાયે કાજ મારૂં. પુષ્પથી૦

## પદ ૧૧૧મું.

નંદનાનંદન વાર લાગી ઘણી, દુરીજન લોકને કાં હસાવે;
અપકીર્તિ થશે, મારી ને તાહરી, વાત ચિત્તમાં તને શે ન આવે. નંદના૦
પેર પેર પ્રણમું, માન માગી કરી, કહનુ કા થઈ રહ્યો કૃષ્ણ કામી;
કપટ ભાવે ભજ્યો તોય તુજને હરિ, સાહે મંજારી કર મંત સ્વામી. નંદના૦
કાણ વેળા થઈ હાર આવ્યો નહીં, સાંભળો શામળા વાત મારી;
નરસૈંયાચા સ્વામી મુજને તો દુઃખ નથી, લાજ જાશે જદુનાથ તારી. નંદના૦

## પદ ૧૧૨મું.

ધણું રે વરાંસિયો આજ હું વિઠ્ઠલા, અવસર વેળા ન આવ્યો કાજ;
કરૂણાસિંધુ તને નિગમ નારદ ભણે, ભક્ત સબળાને લગાડી લાજ. ધણું૦
અસ્યા ત્રાંદ તારો નહીં, ગત મેં નવ લહી, ગાય ચારી કહો મેં ગોવાળ;
આદીરમાં રમી બુદ્ધિ સહુ નિગમી, તે કોપે નહીં આપે પુષ્પ માળ. ધણું૦

મગ સુનાર નહીં, જે શીખ સાગી દાઝે હાર અપે દુખ મા' ભાવે,
દુર્જનના મુખ શ્યામ કર કેશવા, જે નરસૈંયો તારી લીલા ગાયે ઘણ૦

## પદ ૧૧૩મું.

પ્રીતની રીત ત્રૈલોકયમા સાર છે, શુ કહું શામળા ત્યે વિચારી;
સાચુ જુઠું જગદીશ જાણો તમો, પ્રીતની રીત તો આપની ભારી પ્રીતની૦
શંકર સ્વામીએ દીન જાણી મને, હરિ ગુણ ગાવાની ટેવ પાડી,
વિવિધ વિનાસ ગાયા મ ગો વેદના, ભક્તિ નાન ભૂલ્યો શુ હું અનાડી પ્રીતની૦
તે દિનનો મે તો તુજને આરાધિયો, સાધિયો શુદ્ધ કરી મન સાથે,
આજ વેળા પડી આવ ફેરાવલો, બલાઇ ભૂધર કર રહીન મારે પ્રીતની૦
મા તો બળ નથી, ઝાઝુ શુ કહું કથી, તુજ થકી થાશે તેજ થાશે,
ભણે નરસૈંયો ત્યે ઝેર મારો જશે, રતની ગુણ તાહના કોણ ગાશે પ્રીતની૦

## પદ ૧૧૪મુ.

દાનફૂટા થયા શામળા શ્રીહરિ, લક્ષ્મીના નાથ કે નિંદા આવી,
બિરદ મોટુ વળ્યુ પતિતપાવન તણુ નગણુ આ પે તેની ગાય ભાવી શ્રવણ૦
નિંદે નિંદા તજી તાર નિજ ભક્તને, તુ વિના માહરે કો ન સ્વામી,
દુરિજન લોકને મન આનંદ થયુ, અગર કાન કહું શર નામી શ્રવણ૦
પુષ્પની માળ શુ મન અગળ ગણ્યુ ચિંતામણિ એ શુ રત્ન તારે,
નરસૈંયાચા સ્વામિ વિનય ત બહુ કર્યા, હાર અરપ્યો નહી કઠ મારે શ્રવણ૦

## પદ ૧૧૫મુ.

પ્રીતડી ગોઠડી કરી તે શુ નવ સાંભરે, ન્યૂન તારે મન થઇ રે આજ ?
કોયળી કચન તણી નથીરે ઝોડવી, પુષ્પના હારનું મારે કાજ પ્રીતડી૦
વૈષ્ણવ મારજે શામળા મેં તુજને ભજ્યા, હવે કા તજો મને રે કહાન;
નઠોર કા થઈ પડયો, મંડળિક મદે ચડયો, તોય તને નવ આવી સાન. પ્રીતડી૦
મેલ મમતા હવે ફૂલના હારની, વાર લાગે ઘણી વિશ્વનાથ,
નરસૈંયાચા સ્વામી આશ તારી ઘણી, અર્પરે અર્પ હવે કઠ હાર પ્રીતડી૦

## પદ ૧૧૬મુ.

અસ્યા હાર હૈયે ધર્યો, દાસ કા વિસર્યો, કેઇ મોટમ હૃદય મધે આણી,
જદુપતિ જનપતિ જગપતિ શામળા, તારી મોટાઈ મેં તો ઠીક જાણી અ૦

અલ્યા મૂકય રે મરકડા, ફાગટ ફગ્ગડા, હરકડા મૂકય વાદ રે વાહલા;
નગૅમયા વિના તને આમ કોણ પ્રીછવે, નગણા ન થઇએ માગ નંદલાલા. ગો૦

## પદ ૧૨૦મું.

ડગડગે કહાન નાઉ મન ચોદિશ ભમે, જાણે મને નાગર કંઇક આપે;
નામ લક્ષ્મીવરા કરે લાવણ્ય સદા, આ રંકને ગાય દયા સંતાપે. ડગડગે૦
તાંદુલા લઈ દ્વિજ વિપ્રને મોકલી, ભુવન કીધું વૈકુંઠ સમુ;
માહરે તો દાન તો ગાન છે તાહરું, નિત્ય પ્રીત ગુણ ગાઇ રમુ. ડગડગે૦
મન મોટું કરી હાર મુજ કંઠ ધરી, હરખીને હરિ મારા રે આવો;
ભણે નરસૈંયો ગજાની મત વહી ગઈ, દુષ્ટને હાથથી મને મુકાવો. ડગડગે૦

## પદ ૧૨૧મું.

દેવા દેવ તુજને મદા દીન પ્રતિ પાળના, કથ કમળા ગ્રહો ગંન સામો;
લાખો પાળે તેનો કોણ શો માનાઓ, હાથ જમણો વળે મુખ નામો. દે૦
કામધેનુ કૃષ્ણજી કોડ કરતા ગયા ગોપીના ગોરસ ચોરી પીધા;
શબરીના એઠમા સ્વાદ જાણ્યો જાદવે મુનિતણા વૃંદના માન લીધા. દે૦
દ્રોપદી કેરી લાજને કારણે, ક્ષણિમાં ધર્યો એક શ્વાસ;
પાચં પાંડવ તણી લાજ નોહતી જરી દીન થઇને નાગો દુષ્ટ પાસ. દે૦
ભૂપનું નોતરું ભાવ વિણ પરહર્યુ, પ્રેમનો પરખુ પરમ ડાહ્યો;
ભક્તના ઝૂપડી જાગ ગ્રાસ્યાં કરી, ભાજીને ભોજને તુ ધરાયો દે૦
બિરદ તારૂ સહુ વિશ્વ જાણે સદ, ના ચળે નાથજી વેદ વાણી,
નરસૈયા રંકને ઝખના તાહરી, આપ અળગેવડા દીન જાણી. દે૦

## પદ ૧૨૨મું —રાગ આશાવરી.

ઓધાર્યો હરિ ગજ વિભીષણ, નામે નામડી તારી રે;
કુબ્જાનું કષ્ટ હર્યું ધરણીધર, અહલ્યા શ્રી હરિએ ઉગારી રે, ઓધા૦
દુષ્ટ દુશાસન ને દુર્યોધન, સતીને સભામા આણી રે,
પચાવીને પટકુળ પુર્યાં, સમરથ સારંગપાણિ રે. ઓધા૦
ધ્રુવ અંબરીખ નગન રૂક્ષમ દ, પાંડવની પત રાખી રે,
સુદામાને નવેનિધ આપી, સુરીનર મુનિવર સાખી રે. ઓધા૦

સાંદીપનને સુત આપ્યો આણી, પછે વેદમાં સાચું રે;
મારો ઠાકોર શ્રી દામોદર, અન્યને હું નહીં જાચું રે. ઓળ૦
તારણ તરણ પ્રભુ પુરૂષોત્તમ, નિરાકાર જે કહાવે રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, પુનર્પિ જન્મ ન આવે રે. ઓળ૦

## પદ ૧૨૩મું-રાગ પરજીઓ.

તુંને હું ભક્ત કેમ સાંભરે રે, સેવક જનના રાખણહાર;
તુંને દાસ કેમ વિસરે રે, સકળ વિશ્વના આધાર. તુંને૦
જેને સોલ સહસ્ત્ર પટરાણી, સાઠ લક્ષ સુત ગુણવંત;
તોએ તમને પ્રીતિ નહિ રે, વિનતિ કરૂં છું અનંત. તુંને૦
આગે અનેક ભક્ત ઓધારીયા રે, તે વિસામણ મુજને;
ભણે નરસૈંયો થાવ સાવધાન હરિ, ખોટ લાગશે તુજને. તુંને૦

## પદ ૧૨૪મું-રાગ રામગ્રી.

મહા રંકનો સુખ [illegible] નહીં બોલું, જોતા જુઠા જદુનાથ જે;
ધુતારો મરણધિ જાણ્યો, હરિલો ન મુકે વાત રે. મહા રંકનો૦
ગોકુળમાં ગોવાળીઆ થઇને, ચાર્યાં વનમાં ઢોર રે;
જાણ્યું જગ [illegible] નાથ, નવનીત કેરો ચોર જે; મહા રંકનો૦
ચંચળ લંપટ [illegible], સઘળે તે ફરતો મારરે;
ગોકુળ માંહે ભુખ્યા ફરતો, એણે અછઠા ચાખ્યાં બોરરે. મહા રંકનો૦
પરાધીન થઇને પંજર બરતો, જેમ કોઇ નહોર નાગનજે;
નરસૈંયા માટે સારને કાજે, આવડું શું અભિમાનજે. મહા રંકનો૦

## પદ ૧૨૫મું-રાગ મારૂ.

તું તો ગોકુળ માંહે ફરતો, નવ નવ [illegible] ચોરી લેતો;
તું તો [illegible] ઘેર જતો, તેનો ટકો કુમરો પાતો.
જસોદાજી બાપના તાણી, હું મહારતો સારંગપાણિ;
તમે ને દહાડા સંભારો, એવું જાણીને ઉગારો.
માહેમ મોટાઇ ન આણો, મને પોતાનો કરી જાણો;
મારે [illegible] તમારે રહું, માહરે ભુંડું તમારે ભુંડું.

મારી પત જાતા તારી જાશે, ત્યારે ગોકુળ કેમ ગ્હેવાશે;
લોક વરૂવા બોલે છે મારા, હાક મારા ઉરાડીશ તાગ.
નાગર બટકબલડા બોલા કહીએ, હુ તો કાંઈ ના આણે હઈએ,
એવુ જાણીને ઓરા આવો, હાર આપીને મુજને મનાવો.
તને અખુભાન સુના રહી ગયા, તેણે આનંદથી જોતા ઝાખી,
તારો નરસૈયો રીસે ભરાય, મુજ વિના જશ કોણ ગાય.

## પદ ૧૨૬મું–રાગ પંચમ

જાગો મોગરા, જાગો મોગરા, જાગો મોગરા શામલીઆ રે;
ઘેલા ઘેલાઈ મુકો મારા વાહલા, ગાયોના ચારણ ગોવાલીઆ રે, જાગો૦
આહીરડાને આનંડો ગો મચકો, આપો મોગરડાની માળા રે,
ખટકો ચિત્તમા શાનો પેઠો, કે અટકો મારા વાહલા રે. જાગો૦
હવા ગાલ ન દેઉ મારા લાલા, નરહરિ નાંધડીઆ રે,
બધુ તમને બળવતા જાણી, પ્રેમે અરપી ગાવડીઆ રે. જાગો૦
શુક સનકાદિક ધ્યાન ધરે છે, તે નંદનણો ચિડાક રે,
તને લપર કહી હુલાવે, એવુ છે ગાનુ અમારૂ રે. જાગો૦
આવીને આલિંગન દીજે, સુંદર મુખડુ નિહાળુ રે,
ભણે નરસૈયો રજની વીતી, થયુ ત્રિલોકે અજવાળુ રે. જાગો૦

## પદ ૧૨૭મુ–રાગ પ્રભાત

જાગો જાગો જદુપતિ રજની વિહાણી, અરૈણુનડા મુને સિધારેરે,
અરૂણ ઉદે થયો હરણિયો આથમ્યો, તોય તુને દયા ન આવેરે. જા૦
વલોણા વલોવાયે વેદ ભણાયે, બામનીઓ ભરે પાણીરે,
આવી ગઈયા નહીં શ્રીહરિ મારા, શકે કોણે બાધ્યા તાણીરે. જા૦
કુંભકર્ણ સુસુપ્ત થયા રે, નિદ્રા અધિક તુને વાધીરે;
જદુપતિ દીન હુ કઇ નવ જાણું, તારય તારય નરસૈંયો અપરાધીરે. જા૦

## પદ ૧૨૮મુ–રાગ પ્રભાત

ગઈ ખત વાચના હું રે ખપાર્યો, તેણે ચઢી શુ રીસ રે,
આવો આલિંગન દીજે માહરા વાહલા, ત્યારે હરીઆ જગદીશ રે. ગઈ૦

સભા સર્વેકા જેમ સાંભળે, એવું હરીઆ નાથ રે;
શ્યો મેહેતાજી શ્યો મેહેતાજી, એવી બોલ્યા વાન રે. શકે૦

અમારે તમારે અંતર શાનો, હું તો દાસનો દાસ રે;
આંગળી મુખમાં ધરી નરસૈંયે, ત્યારે વાહરે આવ્યા અવિનાશ રે. શકે૦

દૃઢ ભક્તિ દીઠી આસનથી ઉઠયા, ચાલ્યા શ્રી અવિનાશ રે;
ચરણ ચલાવ્યા હાર લઇ આવ્યા, ગિરિધર કુંજ વિલાસ રે. શકે૦

નરસૈંયાચો સ્વામી અંતરજામી, ધણી આરત જાણી નાથે રે;
સાક્ષાત સ્વરૂપ પ્રગટયા અંતરયામી, ભેટયા હરિજન સાથે રે. શકે૦

## પદ ૧૨૯મું–રાગ વિભાસ.

દાતણ કરતી વેળાએ મારે વાહલે, વાયા પોતાની પાલી રે;
આપુલા ભક્તને લાડ લડાવવા, એ આવ્યા વનમાલી રે. દાતણ૦

મુનિજનનો તેડયો નવ આવે, બ્રહ્માદિકને વશ ન થાય રે;
એ નરસૈંયો, એજ ગોપી, એક સ્વરૂપ કહેવાય રે. દાતણ૦

## પદ ૧૩૦મું–રાગ વસંત.

કમાડ કડકડિયા ગડગડિયા રે, મંડળિકનાં મંદિર,
સાંકળ ત્રુટી ને દ્વાર ઉઘડિયા રે, સમરથ શ્યામ શરીર. કમાડ૦

ખડખડિયાં ઘર ને કોલાસા રે, પડિયો પોળે પોકાર;
ધ્રુજે ભૂપ સભામાં સહુકો રે, થઇ રહ્યો હાહાકાર. કમાડ૦

આસનથી ઉઠયા અવિનાશી રે, આવ્યા સભા મોઝાર;
સના સર્વે દેખતા આરોપ્યો રે, મહેતાજીને કંઠે હાર. કમાડ૦

પીતાંબર પ્રીતે ઓરાઢ્યું રે, કાને કુંડળ જોડ;
મસ્તક મુગટ મુકી નાચે રે, જે જે શ્રી રણછોડ. કમાડ૦

મુખે મોરલી મધુરી વજાડે રે, દીનાનાથ દયાળ;
રંગીલો છબીલો ને છોગાળો રે, કરે કુદી દે તાળ. કમાડ૦

જે જે કાર વદે સહુ સખીઓ રે, ધન ધન ગોકુળ રાય;
નરસૈંયાને ભુજ ભરી ભરી ભેટે રે, હૈડે હરખ ન માય. કમાડ૦

## પદ ૧૩૧મું–રાગ સામેરી

આકણીએ જેને દ્વાર ઉઘડિયા, હાર ગોપાળ રાયે દીધો રે,
રાજા હતો તે થર થર કાપ્યો, કહે મહા અપરાધ મેં કીધો રે આકણીએ૦

દાતણ કરવાની વેળાએ, વાચા પ્રભુએ પાળી રે,
મકર મહારાજ કીધો, વિપત સઘળી ટાળી રે આકણીએ૦

મુનિજનનો તેડ્યો ના આવે, બ્રહ્માને વશ ના થાયે રે,
તે પ્રભુએ પ્રત્યક્ષ આવી, નરસૈં ભક્તની બાંધી સાહે રે આકણીએ૦

શ્રીપાત સન્યાસી વિસ્મે પામ્યા, જોઇ રહ્યા ગોપાળ રે
જેણે જેવા તેણે તેવા, દીઠા દીન દયાળ રે આકણીએ૦

રઘુનાથાશ્રમે રઘુનાથ દીઠા નરસિંહાશ્રમે નૃસિંહ રૂપ રે
અદ્વિતાશ્રમે અદ્વૈતરૂપ દીઠા ગોવિંદાશ્રમે ગોવિંદ સ્વરૂપરે આકણીએ૦

સહચરાનંદે સહચરાનંદ દીઠા માધવાશ્રમે માધવ જોઇ રે
અદ્ભૂતાશ્રમે અદ્ભૂતરૂપ દીઠા, અચ્યુતાશ્રમે અચ્યુત હોઇ રે આકણીએ૦

કેશવાશ્રમે કેશવરૂપ દીઠા પ્રમાદપુરીએ પ્રેરક પ્રભુ રે
બ્રહ્માનંદાશ્રમે બ્રહ્મરૂપ દીઠા, શ્રીધરાશ્રમે સિદ્ધ વિભૂરે આકણીએ૦

વિશ્વેશ્વરાશ્રમે વિશ્વરૂપ દીઠા વસુદેવે વાસુદેવ ત્યાય રે
વિશ્વંભરાશ્રમે વિશ્વંભર દીઠા મુકુંદે મુકુંદ જણાય રે આકણીએ૦

રામાનંદાશ્રમે રામાનંદ દીઠા, ભીમડે દીઠા રામ રે,
રાજમાતાએ ચતુર્ભુજ દીઠા, રાણીએ સુંદર શ્યામ રે આકણીએ૦

પ્રભુએ પ્રહ્લાદે રૂપ દીઠા મંડળિકે દીઠો કાળ રે,
શ્રીધર પંડિતે પંડિત રૂપ દીઠા, સભાએ સુંદર ગોપાળ રે આકણીએ૦

ચારે સખીઓએ ચતુર્ભુજ દીઠા કુંવરબાઇએ દીઠો તાત રે,
નરસૈંયે રંગીલો છબીલો દીઠો, શ્રી ગોકુળનો નાથ રે આકણીએ૦

જેને જેવો ભાવજ હુતો તેણે તેવો દીઠો દયાળ રે
મહેતાજીને કંઠે આરોપી, મોહને મોગરાની માળ રે આકણીએ૦

## પદ ૧૩૨મું–રાગ ધવળ ધનાશ્રી

શ્રીપાત સન્યાસી મંડળિકને કહે છે, લાગો મેહેતાને પાય જી,
અધ પ્રધાને કશું નવ જાણ્યું, આક્રંદ કરે છે રાય જી

ભૂપ ભીમડે ભલું નવ કીધું, રાય કરે વિલાપ જી,
રાણી મેહેનાને ચરણે લાગી, એમોને ઉગારો આપ જી.

ત્યારે રામાનંદ કેહે મડળિકને, હીણું મતિ તું રાય જી,
ધિક ધિક જીવતર તારૂં રાજા ધિક ધિક તુજ પિતાય જી.

અસુર તણે હાથે મરણ પામજે, જાય જાનના તન જી,
રામાનંદે રાજા શાપ્યો, કહી બહુ ક્રોધ વચન જી.

રાજ્ય તારૂં જશે અપરાધી, તું ટળ્યો હરિનો દાસ જી,
રિદ્ધ સિદ્ધ સપત તારી જાશે, નહિ રહે કોઇ તુજ નામ જી

મેહેનાજી કહે એમ ન કીજે, ક્રોધ રામાનંદ મુન જી,
રાય નામોને હારને આપ્યો તે રાય મડળિકનું પુન્ય જી

આપણ કોઇને દાઝ ન કીજે, મને વાગે કનક જી,
દામોદર નાથે લજ્જા રાખી, હું [illegible] રટ જી

ત્યારે રાજા મન પસ્તાણો, આવીને દંડવત કીધો જી,
મેં દુમતિએ કહ્યું નવ માન્યું, એકે અરથ ન સિધ્યો જી

આગે નારણની સદગુરી આપી, તે એક ન આવ્યું કામ જી,
કળિયુગમાં હરિ ભક્તિ મોટી, મોટું નારાયણ નામ જી.

એ વિનકતા કોને કહીએ, મન્યા ભીમ પ્રધાન ગન્યાભી જી;
નારાયણનો જન દૂભાવ્યો, એણે નર ન્હેયું વિનાસી જી.

એવો નાપ સુણીને રાજા, કરજોડી લાગે પાય જી,
હું અજ્ઞાની કંઇ નવ સમજ્યો, અતિ થયો અન્યાય જી

વૈષ્ણવ સાથે વિપરીત કીધું, દીઠું દુખ અપાર જી,
પૂર્વના પાપજ પ્રગટ્યા, આવીઆ આપ આ વારજી.

એવી બુદ્ધિ કેમ થઇ મારી, તે સમજાવો વાત જી,
સ્વામી તમે ઓધ કેહ પેર જાણ્યું, મારી જો જાગ જાત જી.

ત્યારે રામાનંદ કેહ સુણ્ય રાજન, પૂછ મેહેનાને એહ જી,
પ્રગટ કરીને તુજને કહેશે, જાત નારી છે તેહ જી.

પાછે લાગે મેહેનાજીને, પૂછે મંડળિક રાય જી,
આર જાત મારી કેમ તે, કહોને વાગ્નાય જી.

મેહેતાજી કેર માંડળ મંડળિક, તારી જાનની વાત જી;
સર્વે પ્રકારે તુજને સંભળાવે, જઈ પૂછને તારી માત જી.
મંડળિક આવ્યો મોડલજ માંહી, જણાવે પોતાની માત જી;
પ્રણામ કરીને નાક થઈને, માતને પૂછી વાત જી.
વચની માતા એણી પેરે બોલ્યા સાચું કહું છું તુંય જી,
ગજમહેલમાં એક મ્લેચ્છ મ્હેતો તેની દ્રષ્ટે ઉપજ્યો તુંય જી.
તે દ્રષ્ટે ગર્ભમાં આવ્યો, થયો જન્મ આ તારો જી;
નરસૈંયો ભણે ભક્તિથી, મ્લેચ્છ બુદ્ધિનો એ મુંજરા જી.

## પદ ૧૩૩મું–રાગ કેદારો.

જય જય શબ્દ સુરીનર ઓચરે કુસુમતણી હોય વૃષ્ટિ અપાર,
ધન્ય ધન્ય આ નરસૈયાને, જેણે હરીના કરનો પહેર્યો હાર. જય૦
દુંદુભિ નાદ ગગડે નભ માંહીં, હરખ્યા હરિજન સર્વે અપાર;
દેવતણી દેવાંગના મગ્ને, ધન ધન વચન વદે મુખ સાર. જય૦
ધન્ય નરસૈંયાનું ધન્ય આ મણીઓ, ધન્ય એ ભૂતળમાં અવતાર,
સુરીનર સહુકો એણીપેરે બોલે, ધન્ય નરસૈંયો ઉતરો ભવપાર. જય૦

## પદ ૧૩૪મું–રાગ સિંધુરો.

શ્રીહરિ ઓચરે નરસૈંયા ચિત્ત ધરે, સાંભળજે સર્વે સભા રે ધીરી થઈ રે;
હાર આપો હરી વિનવે વિનતિ કરી, સનમુખ શામળો જોડી ખૂબ નમીરે. આ
શ્રીહરી હરખે ઓચરે વૈષ્ણવ જન મારૂ જીવન દામોદર દીન વાણી;
સસાર પરહરે પ્રેમ મુજપર ધરે, પૂરણ પરબ્રહ્મ કહે પ્રીત આણી. આ
દાસનો દીન છું, ભક્ત આધીન છું કોણ લેખું મેહેતા હાર કેરું;
કહે બ્રહ્માંડપતિ કરૂ એ વિનતિ, નરસૈંયા વચન એ નહિ રે ફેરૂ. આ

## પદ ૧૩૫મું–રાગ પ્રભાતિયું

કૃષ્ણ-પ્રાણપે મને વૈષ્ણવ વાહલા હરનિશ તેને ગાઉં રે,
તપ તીરથ વૈકુંઠપદ મૂકી મારા ભક્ત બોલાવે ત્યાં જાઉં રે. પ્રા
અમરીષ રાજા મને અતિ ઘણો વાહલો દુર્વાસા માન ભંગ કીધું રે;
મેં મારૂ અભિમાન તજીને ચક્રદર્શન વાળી લીધું રે. પ્રા

ગજને માટે ગરૂડે ચઢી પળિયો, હરિજનની સુધ લેવા રે;
ઉંચ ને નીચ હું તો કંઇ નવ જાણું, મને ભજે તે મુજ જેવા રે. પ્રા૦
લક્ષ્મીજી અર્ધાંગના મારી, પણ મારા સંતની દાસી રે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશી રે પ્રા૦
સંત ચાલે ત્યાં હું આગળ ચાલુ, ને સંત સૂએ તો હું જાગુ રે;
મારા સંતની નિંદા કરે તેની, ઉછેદવા નઘજ કાપુ રે પ્રા૦
મારા જે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મે નવ છૂટે રે
એમ્વાર વૈષ્ણવ મને બાંધે તો ને બધા મેં નવ તૂટે. પ્રા૦
બેશી ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળુ ઉભા ગાય ત્યાં હું નાચુ રે;
હું તો વૈષ્ણવથી ક્ષણ નહીં અળગો, ભણે નરસૈંયો એ સાચું પ્રા૦

## પદ ૧૩૬મુ—રાગ પ્રભાત.

કૃષ્ણ—ધન્ય તું ધન્ય તુ એમ કહે શ્રીહરિ, નરસૈંયા તું મારો ભક્ત સાચો,
મેલી રૂપ રાણું સખીરૂપે થઇ રહ્યો, તાહરા પ્રેમથી હું રે રાચ્યો. ધ૦
તુજ ને મુજમા ભેદ નહીં નાગના, માનજે એ મારી વેદ વાણી,
હજી જેને તને પ્રતિત ન ઉપજે, મ તને મોકલ્યુ ટાઢુ પાણી. ધ૦
મામેરુ મોકલ્યુ તે કેમ વિસર્યું, આપીઉં હાર પ્રત્યક્ષ ભૂપ;
ત્રિભુવનમા તુજ સમો કો નહીં નાગરા, તાહરું ને માહરું એક છે રૂપ ધ૦
તારો અક્ષર જે ગાય ને સાભળે, તે કુલ સહિત પવિત્ર થાય;
ભણે નરસૈંયો મીઠી બોલી શુ રીઝવે, કરજોડી કૃષ્ણજી મમ ખાય. ધ૦

## પદ ૧૩૭મુ—રાગ પચમ.

એહેતો—મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદશુ, કરમના જીવ તે મરમ બોલે;
ધરમ ધુરધર તમને જાણે નહીં, રત્ન ગુજા કરે એક તોલે. મેં૦
નિગમ ને અગમ ને સુગમ તો મેં કર્યા, ગોપી વિહારને કોણ જાણે;
લક્ષ્મીપતિ એ રૂચે નહીં કામના, ભોમીના ભૂર તેને મર્મ આણે. મેં૦
જ્યા છે પ્રેમ ત્યા પરમ આનદ છે, અન્ય આનદ ત્યા અન્ય હોયે;
નરસૈંયો મહામતિ ગાય છે ગુણ કથી, કામી એ સમજે તો કામ ખોયે. મેં૦

## પદ ૧૩૮મું–રાગ કેદારો

દેવા તું જે નાચે ને હું તાલ વાઉં, એ તાલને નજરે વૈકુંઠ જાઉં;
અનેક અવરીત ગતિ પિંગળા પારખુ, નાથ કહી ભેદ તુજ પુછે ગાઉં. દેવા૦

દેવા તું ધર વાંસળી ક્ષુદ્ર ઘટાવળી, કેશરી લંક કટિ જંત્ર સાઉં;
ગહિરા મન તુજ આય ગીતા ધર, રંગની રેલમાં હું તણાઉં. દેવા૦

જંત્ર વીણા રસ ઝાંઝરી ઝાંઝરી, ઘુઘરી પગ ધરી ઠમક થાઉં;
ભમર ચક્ષ આગમાં નેણુ લટકા કરે, જુવતીના જુથમાં હું સમાઉં. દેવા૦

કસુંબી હાર ને વક્ષ કૌસ્તુભમણિ, મુકુટ મણિ મેખળા વારી જાઉં,
માનીની સાથ જ્યારે પ્રેમ ભમરી કર, ચરણની રેણુમાં હું સમાઉં. દેવા૦

અતિ જે આનંદ ભેર સજળ અંગ મિથુના, રીઝતા દેખીને હું મગાઉં;
ભણે નરસૈયો પ્રેમરસ રમતાં, તુંને નિરખીને બલીહારી જાઉં. દેવા૦

## પદ ૧૩૯મું–રાગ કાલેંગ

માહારો ઠાકાર શ્રી દામોદર, ભાર દીધા ગભાવી રે,
અનેક ભક્ત આગે ઉગારિયા, કૃપા કરી મોરારી રે. માહા૦

શુકસનકાદિક મુનિવર નારદ, નિગમ ચતુર મુખ ગાય રે,
પ્રહ્લાદ નચ્યા તાલ વજાડ, ગણના પુરા ન થાય રે. માહા૦

જોગી જેવા સુરીનર વાંછે, સહસ્ર અઠ્યાશી મુનિરાય રે,
બ્રહ્માદિક ગણગાંધર્વ અપસરા, નિતનિત નૃત્ય કરાય રે માહા૦

ભામને વસ્ત્ર આ પણ આવ્યા, નથી આપ્યા સર્વ ગણગાન રે,
મલીક દેખતા નરસૈયાને, આ હરિ આપે છે હાર રે માહા૦

## પદ ૧૪૦મું–રાગ પંચમ

• દ્વા તોલા સુવર્ણ ગજા આપ કહાડી, નાહતો ગયા નાર રે,
વૈષ્ણવસુ દ્વેષ કરવાથી થયુ, તેનુ કાળુ શરીર રે માહા૦

સઘળુ ગોરહ નિરખી રહ્યુ છે, પહોંચ્યા મનના કોડ રે,
શ્રીપાતનો થયો ભવાડો, મહેતાજી જીત્યા હોડ રે. મ

કળિયુગમાં રે કહ્યું માનવી, પામરને ન પ્રતીજ રે;
બેહેનો નરસૈંયો ન ભજે નારાયણ, મને ચરણ રાખો કરો રીઝ રે. મારો૦

## પદ ૧૪૧મું–રાગ વિભાસ.

શ્રીદામોદરજીએ કીધી મયા, મુગટ સહિત મુને આપ્યો હાર;
બાજુબંધ ને બેરખા આપ્યા, ત્રિભોવન વર્તો જેજેકાર. શ્રી૦
રાજા તું તો ઘેલો થયો હતો, ખડગ લઈને આવ્યો સંગ;
વાલાજીસું રંગભર રમતા, તે ગોવાળીએ રાખ્યો રંગ. શ્રી૦
ભક્તપાલકને સાચા જાણો, હૃદયે રાખો દૃઢ વિશ્વાસ;
નરસૈંયાનો સ્વામી ભલે મળીઓ, સકળ મનોરથ પુરી આશ. શ્રી૦

## પદ ૧૪૨મું–રાગ પ્રભાતિયું

મારો ઠાકોર શ્રીદામોદર, મારી સાર કીધી સંભાળી રે;
અંતર નવ રાખ્યો મન સાથે, હાર આપ્યો ઉતારી રે. મારો
રમઝમ કરતા હરિ પધાર્યા, આપ્યો દાસને હાર રે;
સખીઓ મળીને હરિને વધાવે, બોલે જેજેકાર રે. મારો
શ્રીમુખ બોલે દામોદરજી, ધન ધન વૈષ્ણવ જનને રે;
અંતઃકરણનો સાક્ષી મારો, વેચાણો તારે હાથ રે. મારો
શિવસનકાદિક નારદ શારદ, દેવના તેત્રીસ કોડ રે;
અંતરીક્ષ હરીને જે જે બોલે, નરસૈંયા જેવો કોડ રે. મારો

## પદ ૧૪૩મું–રાગ આશાવરી.

સભા શોભે આ નરસૈંયાને આંગે, વૈષ્ણવ મંદિર પધારો રે;
ધન ધન મેહેતા, ધન ધન નાગરીઓ, ધન ધન એનું તમારું રે. સભા૦
રંગે આજ્ઞા આપી મેહેતાને, મંદિર પધારો સ્વામી રે;
તમો ભક્ત હરિના સાચા, અમો કુળનિંદા કરી રે. સભા૦
નાગરલોક પ્રસન્ન થઈને [illegible] હરખ [illegible] રે,
સખીઓ [illegible] પધારે, જય જય ગોપાળ રે. સભા૦
આવ્યા શુભ ગોપાળજી ઘેર, એ સંકટનો સ્વામી રે;
નરસૈંયાનો પ્રભુ ન કરે ન હશે, બાનાની પત રાખે એ નામી રે. સભા૦

## પદ ૧૪૪મું—રાગ આશાવરી.

સરસ જાન સુન્દરીઓ ડગે, વાજે ચંગ મૃદંગ ને તાળ રે,
નર નારી મહુ મોહ્યું નગરનું, જય જય દીન દયાળ રે.
સખીઓની કોટે બાથ ધરીને, મેહેતો કરે છે ગાન રે;
ગોરડ સહુકો જોઇ રહ્યું રે, અકળ ચરિત્ર ભગવાન રે.
મેહેતાજી આવ્યા મંદિર મધ્યે, હરખ્યો મંત પરિવાર રે;
હારજ લેઇ હરિ હોડજ જીત્યા, ધન વૈષ્ણવ અવતાર રે.
ધન્ય એ ગોરહ, ધન્ય એ માલા, ધન્ય આશાવરી, રાગ રે,
ધન્ય નરસૈયો ભણે અવતરીયો, શ્રીકૃષ્ણ ભજ્યાનો લાગ રે

## પદ ૧૪૫મું

આ દામોદર મંદિરમાં આવ્યા, જઇ મેહેતાજી વધાવે રે,
નાગરી ન્યાતમાં ઠંકુ વહાવ્યું, કંઠે હાર લટકતા લાવે રે.
કુંવરીએ ચરણે શીશ નામ્યું, બોલ્યા ગલિત દીન વાણી રે,
આજ સંકટથી ઉગાર્યાં અમને, પ્રભુ પ્રીત્ય તમારી જાણી રે.
નિરધન ને વળી નાત નાગરી, હરિ ન આપીશ અવતાર રે,
ભણે નરસૈયો એ શુભ સાચું, હું માગું વારવાર રે
હરિ ભક્તિ વિના જે જન જીવે, તેનો જાયે અફળ અવતાર રે
તુલસીની માળા તિલક વણ પાખ, બીજા જુઠા સણગાર રે.

## પદ ૧૪૬મું—રાગ આશાવરી.

દશ માસ માતા ઉદર દુ:ખ પામી, અકારજ ખર ભાર રે,
દેહ ધરીને હરિના દાસ ન કહાવ્યા, તેના જનુનીને ધિક્કાર રે.
હરિ ભક્ત જેને નહીં વાહલા, તેને કૃપા નહીં નિરધાર રે,
નરસૈયાના સ્વામી વિના બીજા, અનેક ધર્મ વ્યભિચાર રે.

## પદ ૧૪૭મું—રાગ ધનાશ્રી

તેણે નર જીત્યું રે જીત્યું ટેક.

તેણે વેદ પુરાણ નદી તું રે, તેને સુકૃત વાહણ વેગે છીત્યું રે છીત્યું,
નાખ્યા નાથ હૃદેમાં જેણે, તેને અવતરવું કરી વીત્યું રે વીત્યું. તેણે૦
વાલય જાડી નાગર બાન માડી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે,
ભણે નરસૈયો સત્ય કરી માનો, સફળ હવી તેના કાયા રે. તેણે૦

## પદ ૧૪૮મું-રાગ આશાવરી

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે,
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે, વૈષ્ણવ૦
સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામ નામ શું તાળીરે લાગી, સકળ તિરથ તેના તનમાં રે. વૈષ્ણવ૦
વણ લોભી ને કપટ રહિત છે, કામક્રોધને નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે. વૈષ્ણવ૦

## પદ ૧૪૯મું-રાગ આશાવરી.

સંવત પંદર બારોતરો ચૈત્રી સપ્તમિ ને સોમવાર રે,
અતિ આનંદે માળા સાઈ, નરસૈયો ઉતર્યો પાર રે. સંવત૦
વૈકુંઠ વ્યતિપાત એકાદશી, વૈષ્ણવ મુખ સુણાય રે,
અગમ અગોચર તેના પાતિક હૈયામાં સૌ જાય રે. સંવત૦
જે જન સાંભળે ભાવ ધરીને તે જન સાંકડી ન થાય રે,
ભણે નરસૈયો તે હરિપદ પામે, સાથે વહડી વૈકુંઠ જાય રે. સંવત૦



# II. સુદામા ચરિત્ર.

## પદ ૧લું

જદુપતિ નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી, કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે. જદુપતિ.
ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણાં;
નિર્ધન સરજિયાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂગ્યા. જદુપતિ.
જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી, કોટી અઘ નાસશે. નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ.
કૃષ્ણને હળિમળી, શિઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ.

## પદ ૨જું.

સાંભળો ભામિની, કાન ધરિ કામિની, ક્વણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે, મહિપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો.
દિવસ ઝાઝા થયા, બાળપણને ગયા, નરપતિ નવ પ્રીછે પ્રીત જુની;
દુરબલ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકથી ખોટી ચુની. સાંભળો.
ઉગ્રસેન અક્રુર, ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટી જોદ્ધા જયહાં, હમો રહીશ કયાં? કોણ આવી મ્હારો હાથ સહાશે! સાંભળો.
જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જયોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણ વત્તો થકું, ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો
મૌન બેસી રહો, સુખદુઃખ સરુ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોર્યું;
દુરિજન લોક તે, જોને લવતાં રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો.

## પદ ૩જું

સ્વામિ સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદવાણી;
ભવતણું નાવ તે, ભક્તિ ભૂધરતણી, તેહ હું પીછવું સ્નેહ આણી. સ્વામિ.
નથિ હરિ વેગળા, ભક્તિ ભાવે મળ્યા, રાય ને રંક જયાં એક ધારે;
લખપતી કોટિધ્વજ, મન નાણે રતી, શક સરિખા ત્યાંહાં નહિરે સાહે. સ્વામિ.

તેલ ફુલેલ મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીષ લીધું. ચાલિયો.
પુનિત પીતાંબર, પહેરવા આપિયું, કનક થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સિધ્યાં. ચાલિયો.
કૃષ્ણે પલંગપર, પોતે પધરાવિયા, દધિસુતા વીંઝણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલિયો.

## પદ ૬ઠું.

ભાગ્ય જો જો બાઈ, કૃપણ ભિક્ષુકતણું, રુકિમણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે. ભા.
આ કૃપણરૂપ, તે, પ્રગટિયું કયા થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો. ભા.
અંગ અતિ કમકમે, ધમણ મોઢે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરી, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભા.
પહોડીને ઉઠિયા, સ્નાને બેસારિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પાધું. ભા.
શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો ?
કુશળ છે બાલગોપાળ સહુ તમતણા, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો ભા.
ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હુને મારી બધી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની, શુદ્ધિ લીધી નહીં, કામિની કેફમાં હું જ ડૂબ્યો. ભા.
સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સર્પથી ભાગતા મેઘ આવ્યો. ભા.
અન્ન લીધા વિના, ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું છે કે, વીર તને સાંભરે, સાંદીપ ગોરની અચળ વાણી. ભા.
ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું માંહે તે લાગે મીઠી;
સંકોચાતો ગાંઠડી, વિપ્ર આઘી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી ભા.

## પદ ૭મું.

છપ્પન ભોગ જ્યાં, કવણ તાદૃશ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઈએ તે, આવી મળે કૃષ્ણને, તાદૃશ ભેટ તે તુચ્છ કાવે. છ.

ધાઇ લીધા હરી, મુઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
હું કુબેરથી, અધિક વૈભવ કર્યો, રૂક્મિણી કર ગ્રહ્યો શીષ નામી. છ.
એક રહ્યા અમો, એક બીજા તમો, ભક્તને અડગઢ દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂઠી ભરતાં. છ.
વનિતા વચન તે, વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું, ભૂખના દુઃખની ભીડ ભાંગી. છ.

## પદ ૮મું.

વિપ્ર ચાલ્યા વળી કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહીં, ત્રિક જાણી નહીં, તે તણો શોચ હૃદય જ ધરતો. વિપ્ર.
અષ્ટ મહા સિદ્ધિતણી નિદ્ધિ નવ નિધિતણી, સંપત્તિમાં રહ્યો ભાગ્ય માણી;
કામિની કંથને હું, કારિકા આવિયો, અમતણી તો નવ જાણી. વિપ્ર.
બાલગોપાળ જે વાટ જોતા હશે, તેહને જોઇ અમો શુંય કહેશું?
મિત્ર મોહનતણું, હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું? વિપ્ર
એમ ચિંતા કરે, નેત્રથી નિર ઝરે, કર્મની વાત મનમાંહી ધારી;
નરસૈંનો નાથ તો, અતિ ઘણો લોભિયો પીતાંબરી પણ લીધી ઉતારી. વિપ્ર.

## પદ ૯મું.

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક કીધું. ધન્ય.
કનકને આસને, મુજને બેસારિયો, રૂક્મિણી કૃષ્ણનો હાથ સહતાં;
હેત કરિ કરિ હરિ ચરણ તળાંસિયા, ખટ રસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય.
બાલપણાતણો, સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળી મળી, માન દીધું મને, રંક બેસાડિયો કનક માંચી. ધન્ય.
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આહિ લાવ્યો. ધન્ય.
કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ દીસે. ધન્ય.
સાત નવ વરસની દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોલ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય.

સહસ્ત્ર દાસી મળી, દીશે વીંટી વળી, કામિની કથની પાસ આવી;
સ્વામી રે સ્વામી હું, દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન્ય.
ગોમતિ સ્નાન કરિ, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ, સાલ તે સાંપડી, મટી ગયુ આપણું ભાગ્ય માઠું ધન્ય.
કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયા નર ને નારી;
વિનતિ ઉચ્ચારતાં, રજનિ વીતી ગઇ, નરસૈંના સ્વામીની પ્રીતિ ભારી. ધન્ય.



# III ગોવિંદ ગમન

---

### રાગ સામેરી.

અવર્ણિય છો અવિનાશ, કૃષ્ણ કૃપાળ દયાળ રે;
તોય દાસાનુદાસ ગુણ ગાય, હોંશએ વર્ણિય વિશ્વપાળ રે. કૃષ્ણ.
ઋષિપત્ની ઋષિ વચન પાળવા, મધુપુરમાં અવતરિયા રે;
મેદિનીમારણ મામા ભયથી, ગોકુળમાં જઇ ઠરિયા રે. કૃષ્ણ.
બક બકી ત્રણાવત કાલિ મર્દન, અગાસુર કેશી માર્યા રે;
પુરંદર પરમેષ્ટિ ગર્વ ટાળિયો, જદુરાયે સંકટ નિવાર્યા રે. કૃષ્ણ.
બાળલીલા દાણલીલા લાલે, રાસલીલા જળલીલા કીધી રે;
ગોકુળ કાજ પૂરું થયેથી, મામાને અવળી મત દીધી રે. કૃષ્ણ.
જગ્ન મખાંતર મામાએ કાઢી, અક્રૂર ગોકુળ મેલ્યા રે;
નિશાએ નંદ ઘરે રથ છોડી, કૃષ્ણને મળિયા વેહેલા રે. કૃષ્ણ.
તેણે કૃષ્ણનું ગમન કરાવ્યું, તે પ્રાકૃત માંય કરિયે રે;
ભક્ત કવિ રૂપે એક જાણો, જેમ તેમ નરસંઘ તરિયે રે. કૃષ્ણ.

પદ ૧લું-રાગ મારુ.

### પદ ૨જું-રાગ સિંધુડો.

અક્રૂર જે આવિયા, નંદને ભાવિયા, હરિ ભલે આવ્યા કહી હાથ જોડયા;
કામ મુજ રંકશું, કોહોજી નિઃશંકશું, પ્રભુ પધારી મુજ પાપ છોડયાં. ટેક.

કૃષ્ણને સાન કરી, પાગ લાગો હરિ, કિંકર એમના કૃષ્ણ બોલ્યા;
લહીભકત જદુરાઇ, તેણે સમે ત્યાં જઇ, માબાપના દેખતાં ચરણ સાહ્યા. અ.

તેજ જળહળ થઇ, અક્રૂરની શુદ્ધ ગઇ, જેમ તેમ મન વશ કરી આશીશ દીધી;
ક્ષેમકુશળ પૂછિયું, સારું સુણી રૂચિયું, પછે પોતા તણી વાત કીધી. અ.

રાયે જગ્ન આરંભિયો, માટે હું આવિયો, દહીં દૂધ કૃષ્ણ લઇ ત્યાંય ચાલો;
નરસૈંઇનો નાથ જે, લેજો તમે સાથ તે, કાલને કાલ નંદરાય હાલો. અ.

### પદ ૩જું-રાગ ધનાશ્રી

કૃષ્ણ જવાનું સાંભળ્યું ગોપિયોએ જ્યારેજી;
વાઘ દેખી અજા જેવી, તેમ થઇ ત્રીયો ત્યારેજી. ટેક.

કોના સસરા સ્વામી પિતા ભ્રાતા હુતાજી;
માટે ગળે ઝલાઇ ગઇ, ત્યાંથી સૌકો દુહિતાજી. કૃષ્ણ

વળી ત્યાં ગોપ સખાએ સુણ્યું ગમનજી;
તિણે તો અક્રૂર મારવાનું કીધું મનજી. કૃષ્ણ.

ચેત્યા ચતુર્ભુજ ગોપ ચિત્ત જોહજી;
પુર પડો વજડાવી કહ્યું કે'ણ નેહજી. કૃષ્ણ.

એમ કરતાં કરતા થઇ મધરાતજી;
અક્રૂર જોઇ દંગ થાય નેહ તાતજી. કૃષ્ણ.

નેહીને વેળાવી વિઠ્ઠલ આવ્યાજી;
નરસૈંઇના સ્વામીને માયે પોઢાડ્યાજી. કૃષ્ણ.

### પદ ૪થું-રાગ કાનુડો.

ગોપને શાંતિ થઇ પણ, ગોપિયો મન દુઃખ ધરે;
ચપળ ચપળા મધુપુરની, વશ વિઠ્ઠલને તો કરે. ટેક.

લાજ મરજાદા મૂકીયે પણ, હરિ ન જાવા દીજિયે;
એમ રંગ તરગ કરે ઘણા, રમાનાથ વિણ કેમ રીઝિયે. ગો.

જુવતિયો ને વાતો કરતાં, મધરાત્ય વીતી છે;
સાસુ નણુંદી ગાળ ભણુતી, વહુવારૂ કેરી શું રીતી છે? ગો.

જીવ વોણ્યાં ખોળિયાં તે, બીજી બીજી ઘરે લઇ ગઇ;
રાઇ રાધા, ચંદ્રભાગા, ત્યાંની ત્યાં બેશી રહી. ગો.

ઘરે ગઇ ગોપિયો સર્વે, પણ નિદ્રા કો કરતી નથી;
સ્વામી મારે આખડલી કાઢે, પણ ડરાવી ડરતી નથી. ગો.

કોઇ બીકથી કોઇ લાજથી, ઘડી એક બેતો સુઇ રહી;
સ્વામી નરસૈંઇનો વશ્યો મનમા, ચટપટી ચિત્તનિ નવે ગઇ. ગો.

## પદ ૫ મું-રાગ આશાવરી.

મા બાપ ભરતાને ભૂલાવવા, સ્વલ્પ સુઇ રહી બાળા રે;
વલુણા ખીંચવા ઉઠી શામા, મધરાત્રિ જવ કાળી રે. ટેક.

કોઇ એક દિવસનું વલુવે, તેને સાસુ લઢવા ધાતી રે;
કો બગબગે વાસીદુ કરવું, તે મધરાતે કરવા જાતી રે. સ્વ.

કોઇ વહાણું વાયે ગાય દોવી, તે ગત્યમા જઇ દોતી રે;
તેમાં વચ્છ સાટે ગાય છોડી, કૃષ્ણ વિરહે રોતી રે. સ્વ.

કો સેલે સ્વપાગ બાંધી, નિજ કુચને દોતી રે;
કો બાળન અવળાં મૂકી, મેડ સામુ નવ જોતી રે. સ્વ.

કો વાસીદામા સુશળું લઇ, જઇને બાહેર નાખે રે;
મારો મારો અક્રૂરને બાઇ, ક્રૂરપણું જે દાખે રે. સ્વ.

કૃષ્ણ કૃષ્ણ એમ કેહેતી ઊઠે, તિમર સોપાને પડતી રે;
કો પ્રભાત ગાયે મધ્યરાતે, ગમે તેમ બડબડતી રે. સ્વ.

આણી વિગને પ્રભાત ગાતી, તે સુણીએ સહુ શ્રોતા રે;
સ્વામી નરસૈંઈ પ્રેમ નિરખે, ટગટગ ટશે જોતા રે. સ્વ.

## પદ ૬ ઠું રાગ પ્રભાત.

વહુણા વલોવની દરશિર્ષુ નિરખતિ, પદ્મની આપ પ્રભાત ગાતી;
રાત પડી માસની શકે ખટમાસની, કેમે કરી નથી રાત જાતી. ટેક.

રાત્રિને કાઢવા પ્રભાતને ભાળવા, કૃષ્ણ ચરિત્ર સહુ ગાય બાળા;
કપટી છે કહાનરો ધાવતાં પ્રાણ જ હર્યો, શકટાસુર ત્રાડિયો પાદવાળી. વ.

આપણે પકડતી ત્યાંથી એ નાસતો વળી કૂપ ત્રટે બહુ મર્મ ભાખે;
વાછરૂ ચારતાં વચ્છાસુરે મારિયો, જેને નિગમ કિંચિત્ કહી ન દાખે. વ.

કાલિ-મર્દન કરી આપણાં વસ્ત્ર હરી, કદમ ઊપર એક ચઢીય બેઠો;
બ્રહ્માનો ગર્વ મહાવાનો મદ મનથી હર્યો, આંજણિયા વૃક્ષથી નવ નેઠો. વ.

ગુણ ગણ એકના કુણ કહે દેકના, નિગમ જેવા નેતિ નેતિ બોલે;
નરસૈંના સ્વામીને નિરખિ દુઃખ વામિયે, એહ ગુણ ઊરમા એહ તોલે. વ.

## પદ ૭મું–રાગ પ્રભાત.

ચંદ્રભાગા વચન–

સુણ સાહેલડી, થઇ સહુ ઘેલડી, કો તણો બોધ મનમાં ન લાગ્યો;
પુત્ર પતિ પરહરિ, ધરી હ્રદયે હરિ, કાત્યાયની પાસથી એજ માગ્યો. ટેક.

કૃષ્ણ જ્યાં જાય ત્યાં મિષ કઇ કાઢીને ગૌતવાને સહુ જઇએ ગોરી;
પૂઠે ફરિયે બાઇ, આબરૂ સર્વે ગઇ, શાસ્ત્ર પરાં કરી કરીયે ચોરી સુણ.

એક દેહ એહની નિરખિયે નેહથી, ધારી ગુડ શર્કરા પિયુષ ભારી;
વશ કરી ગોપિયો સર્વને એ વિધે, જીણે શુંનકાર દશ દીશ ધારી. સુણ.

ગારૂડી વશ કરે ગરૂડના ભક્તને, મૃગ સુણી ગાન તેમ ગોપી હુઇ;
કૃષ્ણજી કૃષ્ણજી વદનથી ભાખીયે, વાસના ગોપીની અન્ય મુઇ. સુણ.

ડર નહીં કંસનો, તેમ મા બાપનો, નિંદ્ય અતિ થઇ પતિને ન ગણિયે;
આપણ જેમ થઇ, વ્રજ સૃષ્ટિ સહુ તેમ થઇ, કહો પછે કો તણો વાક ભણિયે. સુણ.

તરૂણ છોકરડાં ધરડેરા વશ કર્યાં, જડ ચૈતન્ય વળી દેહધારી;
નરસંઇયો ચિત્ત ધરે, શી વલે તો થશે, સલિલ વિણ સૂકશે વેલ પ્યારી. સુણ.

## પદ ૮મું–રાગ પ્રભાત.

રાધા વચન–

સાહેલિયો માહરી, વાત કરૂં જાહરી, તે તમે સહુ મનમાંય ધરજો;
નંદનંદન આવિયો મુને ઘણું ભાવિયો, વચનથી બાધી કહ્યું મુને વરજો. ૨૦

વચન આપી ગયો વિસરી કંઇક રહ્યો, મેં પણ ચિહ્નથી ચોર પકડયો;
વિવિધ પેર પૂછિયું પણ એ છટકે ઝટ, મેં પણ આ વિધે ખૂબ ઝકડયો. સાહે.
વદને કાજળ કર્યું, હાર વિણુ હાર જડ્યું તાંબુલ લાગિયાં કંથ મારા;
આંખે ઊજાગરા, અંગ આળસ ભર્યાં, તો કહે ગયો જ્યાં હુતા જ વારા. સાહે.
એ શબ્દ સુણી મન માંહ્ય ઘણી ઘણી, એ સાથ બોલાવ્યાનાં નીમ લીધાં;
મહમાંડ એમ કર્યું એણે નક્કી ધર્યું, મુને મનાવાતણા ફંદ કીધા. સાહે.
હાવભાવ કટાક્ષ મુરલી ઘણી વાઇ વળી, સખિની સાથ મુને કહેણ કહાવ્યાં;
મેં કઇ નવ ધર્યું ગમતું મન વશ કર્યું, ફંદીના ફંદ ભાઇ કંઇ ન ફાવ્યા. સાહે.
એક દી નીસર્યાં વાટ સાથે ધર્યાં, દાવ જોઇ એણે કુંજે રોકયાં;
કુંજગલિ માહિ સંતાઇ હું સસુંદરી, જે થકી ઇશે નવ અવલોકય. સાહે.
રહી સંતાઈ જહીં કેતકી કેવડો તહીં, એકલો આવિયો છાનોમાનો;
પોકાર પૂરે રહી કરિયો આણી વિધે, મેં નહીં ઓળખ્યો એ જ કહાનો. સાહે.
કેવડા ઉપર કાલી જશો સર્પ એ, અલિ અલિ સર્પ એમ શબ્દ સુણિયો;
અંગ ધ્રુજી ગયું, કેશ વિખરાઇ ગયા, સરીર સારે પરસ્વેદ વળિયો. સાહે.
નાસતાં નાસતાં હું પડું આખડું, ત્રાસ પામી ઘણું મંન માંહી;
વડાઇને વિસરી, હે કૃષ્ણ ! કૃષ્ણ ! ઉચરી, ગોપીનો નાથ મેં નિર્ખ્યો ત્યાંહી. સાહે.
વાલ્મો દડબડદોડિયો મુજને આલિંગિયો, ડર નહીં ડર નહીં એમ ભાખ્યું;
નરસંઇના નાથનું કપટ કળી ગઇ, તોય બાઇ હેત એનું એજ રાખ્યું. સાહે.

## પદ ૯મું-રાગ રામગ્રી.

આ વિધે કૃષ્ણ ચરિત્રનાં, ગાય મધરાતે પ્રભાત;
વિરહે કૃષ્ણ કૃષ્ણ ઉચરતી, જુએ વ્હાલાં વાલાની વાટ. ટેક.
જે કો સામાન્ય સ્ત્રીઓ ગાવતી, મધ્યરાતે પ્રભાત;
ત્રાસનાં માર્યાં ઊઠે પંખીડા, રાધા સ્વરની શી વાતાં. આ.
વૃંદાવનનાં વિહંગમ વિલાસિયાં, નિત રૂડાં સુણતાં ચરિત્ર;
તે શબ્દ સુણી કેમ શાંત રહે, થયેલાં અંગ સર્વ પવિત્રાં. આ.
પંખી માત્ર નહિ, પણ પશુ જાગિયાં, સુણી સ્વામિની મુખવાણુ;
ત્યાં સ્થિર જમુના લાગી ડોલવા, સ્વર થયો જળચરને જાણુ. આ.

સ્વર સુણિયો સૂરજ દેવના, પાળા ધાયા કરવા પ્રકાન!
સ્વર સુણિ રે કમળ ખીલિયા, ઉપન્યો પોયણીને ત્રાસ. આ૦

ઘુવડ રે ગભરાઈ નાશિયા, નાઠી નાથ પ્રથમ ખાનાર;
ચામાચિડિયા ચીબડી નાશી ગઈ, પંખીયે મૂક્યા ગોજવા બાર. આ૦

શિયાળુએ શબ્દ છોડિયા, મીંદડાએ મૂકી શીકાર;
મૃગ વિણુ સિંહ નાશી ગયા, ગયા વાઘ વરૂ તણી વાર. આ૦

માકડ ચાચડ રે ભૂખ્યા રહ્યા, મૂકિયો મચ્છરે શોર;
આ વિરહી પ્રાણી રે જાગ્યા ઉઠ્યા ન જાગ્યા જાણી નંદ કિશોર. આ૦

હરિ જગાડવા આવી ગોપિયો, પૂછ્યો રાધાને સમાચાર;
બાઈ તુજને હરિ મળ્યા હશે, તારા પ્યારા નંદકુમાર. આ૦

રાધા કહે હું પણ બાઇ તમ જશી, નજર નથી દીઠા નંદલાલ;
સખી નિશ્ચે હવે તો કુતારિયા, નરસંઇના સ્વામીએ વ્હાલ. આ૦

## પદ ૧૦મું-રાગ ગોડી.

પ્રભાત જાણી પંખીડારે ઉઠયા, કાક કરે ત્યા કાકા રે;
પપૈયા તો પિયુ પિયુ ભખે, શુકા કૈ કૈ કરે વડ શાખારે. પ્ર૦ ટેક

મોર ટીકાર કળા કરે સુંદર, આસુ વહે ઢેલ વીણે રે;
પલાશપર રૂડા પોપટ બોલે, કોયલડી ટહુકે સ્વર ઝીણે રે. પ્રભાત.

ચકચક કરતી ચકલિયુ આવે, જાણે વિયોગ તો ભાગે રે;
ખુશ ખુશ ખુશ ખીશકોલી કહેછે, રાધાને રૂડુ ન લાગે રે. પ્રભાત.

વાછરૂ ભા ભા શબ્દ જ ભણતા, ગાયો બા બા શબ્દ બોલેરે;
શીતળ મંદ પવન સુવાસિત, વામા વસ્ત્ર ફડાડી ડોલેરે. પ્રભાત.

તે ટાણે તો જાગિયા અક્રૂર જાણે ભઈ ગયો ભોર રે;
નરસૈંયાના સ્વામિ વિણુ ન જાણે, કે છે ગોપિયોનો શોર રે. પ્રભાત

## પદ ૧૧મું-રાગ ગોડી.

અક્રૂર ચિંતા કરતા જાગ્યા રે, હરિ દર્શને તાપ તો ભાગ્યા રે.
શોર બોહાર અતિ સુણિયો રે, જાણે વેદપાઠની લાગી ધુનિયો રે.

નહીં પ્રાતઃકર્મ તો ચૂક્યુ રે, કેમ આળસ જતું નથી મૂક્યુ રે;
રોગ બહોળ તો વડા થાયરે, કેમ અજનાણુ ન જણાય રે.
એમ વિચારી ઘડી દ્વાર મારે રે, ઝીણો નાદ સુણ્યો તેગરે રે,
હે કૃષ્ણ ! કૃષ્ણ ! તમે ઊઠો રે, અમો અગળાપર હા રહ્યા રે
એમ વાત કરતી બનુતી રે, સાસુ નણંદની લજ્જા ન ગણતી રે;
વળી એમ કહે કૃષ્ણ જો આવે રે તો આપણા ધાર્યા માને રે
એમ વિચારી દ્વારમા જોતી રે, વળી તનડે જોઈ મનમાં ખોતી રે,
બીજી જાગીને માટે મગ જોતી રે, તહેવા મોટી નહીં, કહી રોતીરે.
એવે અક્રૂરજી તો આવ્યા રે, પડ્યા પડ્યા ગોપીને ભાવ્યા રે,
આવી દ્વાર ધકેલ્યુ અક્રૂરે રે, નર્મદા ભણિયે જાણ્યો સુંદરવરે રે.

## પદ ૧૨સુ–રાગ દેશાખ.

અક્રૂરે દ્વાર ઉઘાડિયુ રે, સ્ત્રિયોએ જાણ્યા સુંદરશ્યામ,
બાર દ્વાર બેઠી વળી રે, રાડ મચાવ્યા ઘનશ્યામ અ.ટેક
અક્રૂર આવ્યો ગોકળના રે નીકળિયા દ્વારની બાહાર,
અંધારાની ખાધી એ ભણી રે, મહિયારીએ જાણ્યા મોરાર અ.
અસંખ્ય વૃંદ ગોપી તણા રે, તેણે ઘેરિયા ક્રૂર અક્રૂર,
ગોપી કહે હરિ આવ્યા હાથે રે, લીજીએ રસ હવે ભરપૂર અ
એમ બોલી મનમા ડોલી રે, અંગે પકડિયા તેણિ વાર,
સ્પર્શ સુખ માટે ઝાલ્યા રે, હાથ પગ શીર કેશ અપાર અ.
જેમ કીડિયો કીટને પકડે રે ત્યમ અક્રૂર વીંટી લીધા;
કુંજમા લઈ જઈએ ચાલો રે, હવે મનોરથ સીધ્યા અ.
અક્રૂર કહે નોય નોય કૃષ્ણ રે, અમ ક્રૂર રજ્જ રે બોલાય;
શકે હશે સર્વ વિચારણી રે, એથી ભક્તને દુઃખ ન થાય અ
શું હશે સ્ત્રિયોના વૃંદ આ રે, મહીં કૃષ્ણ કૃષ્ણ મનગાય,
મથુરા માટે મેં સુણિયુ રે, કૃષ્ણની સખી ગોપિકા થાય. અ.
અરે જો હરી એમ હશે રે, તો નિશ્ચ તજશું પ્રાણ,
ભગવાન ભોગ જે ગોપી રે, તિને કેમ પરને પાપી પ્રાણ ! અ.

એમ ધડભાંજ તો કરતા રે, દીનપણે મૂકો મૂકો ભાખે;
કિંકરનો કિંકર હું કૃષ્ણનો રે, થડ મૂકી વળગો કાં શાખે. અ.
ગોપી કહે છેલછબીલા જાણ્યું રે, પછે હમે કિમ ચૂકું;
નરસંઇયા સ્વામી તમને રે, જાવા મરતાં લગ નહિ મૂકું. અ.

## પદ ૧૩મું–રાગ સિંધુડો.

બાઇ હું હરિ નથી, કહું છું તમને કથી, મથી મરો શીદ તમે તોય મંથી;
મૂકો મૂકો મુને, પીયુષ નહિ ગરલ છું, ઇચ્છો હરિને પણ હું છું પંથી.
ગોપિયો કહે સુખે ગરલ છો રહ્યું સુખે, દુઃખે પી રીઝિયે શીવ રીઝ્યા;
પ્રભુનું કામ નહિ પંથ દેખાડશે, વારી મથિયે તેમા શીદ ખીજ્યા.
અક્રૂર બોલે ઘણું, નવ કો સુણે તે તણું, થયુ દીન રૂપ હરિભક્ત કેરું;
સ્હાય મારી હરિ, કરો નહિતો નિશ્ચે મરું, હુને ઊગારો તમે થઇને હેરું.
બરકેલું બંસીધરે સુણિયું રાધાવરે, કરે રખે દેહ મુજ ભક્ત તાજ;
નિદ્રાને પરહરી જાવુ મારે તહીં, બાધી આવું પાણી પહેલી પાજ.
ભક્ત દુઃખ મન ધરી સંકટ કાપ્યુ હરિ, કરી કૃષ્ણની દેહ અક્રૂર બદલી;
અક્રૂર જઇ મુકિયા ભવન નંદજ તણે, કુંજર રૂપ થઇ મરદી કદલી.
હરખી તવ ગોપિયો હરિ અક લઇ ઓપિયો, ગોપિયુ બીજ પછે પ્રેમ કેરુ;
નરસૈંનો નાથ કહે વેહેલા વેહેલા આવશું, વચન દીધેલુ અમો નહિ જ ફેરું.

## પદ ૧૪મુ–રાગ સારંગ.

ગોપિયો કહે ઓળખીએ ભગવાન, ન કો બાગ સાચો આપે વાન;
મૂએ જીભ ચર્મની તમારી, હરિ નિશ્ચે કયમ થાય અમારી.
તમારે હાસ હમારે હરિ ત્રાસ, જાઓ અમ મારી કગે ત્યાં વાસ;
જો કથન નહિ માનો કમળા કંથ, તો મંયમનાનો ઉઘાડો પંથ.
મૂકો મધુપુર માધવ જાવું, તમે અહિ બેસો અમે કંઇ કહાવું;
અમ મર્મની ચાતુરી નરખો, એવુ કહાવું જે હરિ દેડે હરખો.
ન લાગે નંદને કંઈ ખોટું, અક્રૂર માને નમારું વચન મોટું;
જાતું એવો હોય ટહાવ, કરીએ જમપુરીમા પડાવ.

શકટ બાંધી રથી મન્જ કરિયા, સર્વે થયા તૈયાર રે;
રામ કૃષ્ણને કહે થાઓ વેહેલા, તો કહે હા શી વાર રે. બો.
હરિ માયા બળ અતિ અગાધ છે, અક્રૂર રાતનું ગયા ભુલી રે;
માધવ માયામા મોટા મુનિવર ભૂલે, નરસઈ કહે જુવો ગોપી ઝુવી રે. બો.

## પદ ૧૬૬મું—રાગ કાનડો.

ઘરઘેરા ગોપ સજ થઈ આવ્યા, આવ્યા બાળક વગણાગી ફરતારે;
સુંદર પકટાએ કમરો રે બાંધી, ગાઢયો વાળી છોગા ધરતા. ટેક.
માથા માંહે તેલ લગાવ્યા, પછે વાળી શીખા વાળે રે;
કડિયો પેહેરી શીરપેચ બાંધી, કેત્રો દીસુ કહી નિજને ભાળે ઘર૦
કરણે કુસુમ વિધ વિધ વાધે, રાગ માંહે ઘણા બોસે રે;
ગેડિયો હસ્તે ચાલે વાંકા ગરતે જોઇ ગધા ભરાય રોપે. ઘર૦
એક એકથી અતિ વાંકા ચાલે, વળી ચાલતા અગ તપાસ રે,
મનમા જાણે હુ સૌથી રૂડો, પણ હરખાય કુલટાની વાતે. ઘર૦
ચમ ચમ ચમ મોજડિયુ બોલે, ઉડે મૂકેલા છોગા રે,
યૌવન માતા એમ મન ધારે, કયાથી મધુપુરમા આવા લોગા ઘર૦
નદ ઉપનદ વૃષભાણુ આવ્યા, વૃદ્ધના આવ્યા મળિ ટોળા રે,
રાધાગામી કહે મેહેતાનો સ્વામી, ઠગે વ્રજ વાસી ભોળા. ઘર૦

## પદ ૧૭મું—રાગ ધનાશ્રી

ચાલો વેહેલા થાઓ વેહેલા થાઓ, એવા શબ્દ સમળાયજી,
જે શબ્દ સુણી શ્રવણરંધ્ર ફૂટીયા, રાધારાણી અતિ કચવાયજી ટેક.
શુ કરવુ તે નિશ્ચે ના સૂઝે, લજ્જા મૂકી કયમ મગાયજી,
સર્વેને નિશ્ચે મનમા એવુ, ન મળતા ભૂલાવી જાયજી. ચાલો.
આપણા પણ એ સખી નિશ્ચે, જો કદી એ વાહાયજી,
એ બાપની હોયે તે જીવે, એને અરથે તજવી કાયજી. ચાલો
એક કહે અલિ ખબર કરો કે, અમને મળજો વ્રજરાયજી,
જો ન મળો તો લજ્જા છોડુ, વળી નક્કી નહિ રેહેવાયજી. ચાલો.

કહાન કહે પિતા વાર નહીં, માતાને મળી આવું;
ધીમે ધીમે ચાલતાં થાઓ, અમે ઝટપટ આવું. દુતી.
ચાલતાં વાર થાય રૂદને, ચાલતાં થાઓ તાત;
નરસંઇના સ્વામીને નંદજી કહે, વેહેલા આવો એ ભ્રાત. દુતી.

## પદ ૨૦મુ-રાગ દેશાખ.

હરિએ પિતાને વળાવિયા રે, જઈ માતાને મળિયા નાથ;
એક હસ્ત હસ્તે ગ્રહી રે, બોલ્યા જશોમતી હરિની સાથ. ટેક.
લાડકડા વેહેલા પધારજો રે, કુળકંકળ નવ થાશો રે ક્યાળ;
નહિ રાજ નહીં આપણું રે, વહાલા નવ બણિએ કોને ગાળ. હરિ.
મુખ મયંક નિરખ્યા વિના રે, હુંતો ઘેલી થઇશ ગોરાર
હરિ વેહેલા વેહેલા આવજો રે, મારા પ્રાણજીવન આધાર. હરિ.
શુભ કામે જાઓ હરિ રે, તોય હુને થાય અપશુકન;
મુજ નિર્ધનને એક દિકરો રે, મારું જીવન જગજીવન. હરિ
ચિર મેળાવો ક્યારે થશે રે, કયારે નરખીશું રે વદન;
કાથે નદ રહે તોય આવજો રે, મારું દુઃખડું જાણી સદન. હરિ.
કાજળ રૂપકું રખે ભુલતા રે, તેમા લાછન નહિ અવિનાશ;
એમ કહી જનની ભેટિયા રે, હટ્ટે લઇ કીધું મંદ મંદ હાસ. હરિ.
જશોમતી કહે બળરામને રે, કરજો કૃષ્ણતણું તું જતંન;
એમ કહી આંખલડી ભરે રે, જાળવજો રકતણું રતંન. હરિ
શ્યામળા તું મુખે કહે રે, કયારે આવીશ મારા પ્રાણ;
સમય ગયે નિશ્ચે મરું છે, તુજને બરછી બરછી જાણ. હરિ.
હરિ કહે વેહેલા આવું અમે રે, તમે ચિંતા ન કરશો માય;
ભક્ત નરસંઇયો એમ ભણે રે, કગી માને ચાલ્યા વ્રજરાય. હરિ.

## પદ ૨૧મું-રાગ સારંગ

આહુના ભાર વાળી ગાયો રે, મોટા ખૂંટાએ હરિ શર્ણુ સાયો રે;
ગાયોએ જાવાનું જાણ્યું જ્યારે રે, મોટા હિસારવ કીધા તારે રે.

ભાભીએ ભાગ્ય ઉદે કર્યો, મને કહ્યા તે કઠિણ વચન;
ત્યારે નરસૈંયો નિરભય થયો, પામ્યો તે જુગજીવન.

પદ ૧૦મું

**લલિતા**-એહેની તું સાભળ માહારી વાણીજી, બોલી ત્યા સખી શહાણીજી;
રસ ભર્યાં દીસે તારા નેણજી, શિરથી છુટી તે તારી વેણજી.

ઢાળ.

વેણુ છુટી કસણુ ત્રુટી, ઉલટા તે દીસે અંગ;
સાચું કહેને સૈયર મહારી, ક્યમ રમી પીયુની ગંગ.

હાર તણાં તે ડસણુ હૈયે, અંગ છે કુમકુમ રોલ;
અંગે તે રેખા અતિ ઘણી, સુખ ભર્યા છે તામ્બોલ.

કપોલ તારા હસી રહ્યા, મુખડે તે પ્રગટ્યું નૂર;
દસન નખ દીસે ઘણા, અબલા તે તારે અધુર

પિયળ પુરી રહી અધુરી, ટળી તે કાજલ રેખ;
બોલ અભિનવ બોલતી, વનિતા તું રે વિશેક.

તીલક પીયુનું લલાટ તારે, દરપણ લઈ મુખ જોયે;
પીતાબર કહા પલટ્યું, નીલાબર તારું ન હોયે.

કૌસ્તુભમણિ તું કેનિ લાવી, નહિ એકાવલ હાર;
પાલટી આવી પ્રેમદા, મુજને કહેને વિચાર

. ચુવા ચંદન કુસુમ પરિમલ, અંગ માહે સુગંધ;
હું જાણું છું હે સખી, તુંને મળ્યો તે નંદને નંદ.

સ્વેદ શીતળ અંગ તાહરું, તે દેતું હશે મનસાખ;
સંકોચ શાને કરે સ્યામા, મુજ આગળ તું દાખ.

ઉચું જોને અંગના, કયાં ઢાળે નીચા નેણ;
પણ કહે સર્વે લહું, તું સંતાડે જોને વેણ.

સુરતનુ સુખ કહેને મુજને, મા ધર મારી લાજ;
નરસૈંયાનો નાથ તુજસું વિલસીયા છે આજ.

## પદ ૧૧૩મું.

રાધા-સજની સુરતનું સુખ જેહજી, સાંભળ તુજને કહું તેહજી;
જે અનુભવ્યો રસ આજજી, કહેતા મુજને આવે લાજજી.

### ઢાળ.

કહેતાં મુજને લાજ આવે, એવી લીલા થઈ જેહ;
તુજને કહું છું તારણી, તું ગુપ્ત રાખજે તેહ.
રખે કોને જણાવતી, વ્યભીચારીની એ વાત;
સ્યામ સંજોગી રસનો ભોગી, વનમાં મળ્યો વ્રજનાથ.
કર ગ્રહ્યો મારો કામીએ, કે ભલે આવી ભામિની;
આજ અબળા આપણ બેહુ, ક્રીડા કીજે કામિની.
અમૃત એના નયનમાં, એવો એ ઘનસ્યામ;
હું અંગ કુલી થઈ ઘેલી, કામીએ જગાડ્યો કામ.
કસણ તે ચોળીતણા, ઉર બળે ત્રૂટ્યા તેહ;
મેં નિલાંબર નવ જાણિયું, કટીયકું ખસીયું તેહ;
પ્રેમનણો સાગર ઉલટ્યો, વાધ્યો કામ અપાર;
જઇ કામીને કંડે વળગી, મારું ચિત્ત ચસ્યું સે હાર.
ઉછંગે લીધી વાલમે, વિવિધ વિલાસ્યા શ્રીહરી;
જેણે ગોવરધન કર ગ્રહ્યો, તે મેં રાખીયો ઉર ધરી.
આલિંગન દીધું વ્હાલમે, . કરે ભીડ્યું તન;
અંતર ટાળી એક કીધી, મનાવ્યું તે મારું મન.
સ્યામ સુકોમલ અંગ પીયુનું, કઠણ કુચ ફલ માહેરાં;
નાથજીની ભુજે બાથ ભરતાં, ખુચ્યા કુચ ફલ બેહેરા
ચંબન ચારુ કપોલ સરસી, અધર દશી કરે પાન;
તેપનિ રસુજ્નેધ ઉછળ્યો, મદને તે મુક્યું માન.
ભજના સુખનણી શામા, ગંક્ષેપે કહું વ્રજ સુંદરી;
રતાર તેહનો નરસૈંયો, ભૂતલ કહેગે અવતરી. .

## પદ ૧-લું

રાધા—સજની સાંભળો મ્હારૂં વચનજી, ધીર રાખજો તારું મનજી;
જે સુખ પામી આણે તનજી, આજ હું ગઇ હતી મહાવનજી.

ઢાળ.

આજ મહાવન હું ગઈ હુતી, મસ્તક મહીનો ભાર;
કારમો તે આવ્યો કુંજમાં, નટવર નંદકુમાર.
વહાલમા એણે રોકી વનમાં, હું કરું તે કુણ ઉપાય;
આજ તે જાણી એકલી, માહાવજી મા કરશો અન્યાય.
મળવું તે ખોટું મન વિના, ઘેલા ન થઇએ ગોવિંદ;
ચીર મ્હારું ફાટશે, ત્રુટશે તે ચોળી બંધ.
વળગો મા રહો વેગળા, ફુટશે તે મહિનું માટ;
માણસમા મ્હારે મહાલવું, તમને તે નહિરે ઉચાટ.
કૃષ્ણ—મેન મહીનું શિરથકી, તું ધીરજ રાખજે મન;
આવ અહીં દેખાડું તુજને, મારું તે કુંજભુવન.
રાધા-શીતલ શૈયા પાથરી, રચ્યો તે રંગ વિલાસ;
અનેક રસ પીએ અનુભવી, કરે મન ઉલ્હાસ.
હું હુતીરે જોબન સમે, કુચ ફલ પીયુડા જોગ;
કોમલ કર લઇ સોપીઆ, કરવાને રસભોગ.
અમર ફલ લઇ અર્પિયુ, મેં પીયુના મુખ માહે;
રસ પીએ રમીઓ પાય મુજને, આનંદ પામી ત્યાહે.
કંઠ ધાલી બાહેડી, ચુંબન લીધુ કપોલ;
સંગ્રામનું સુખ શુ કહું, કરતા તે રંગ કલોલ.
વદન સુકોમલ શ્યામનુ, કરતા તે નયને પાન;
નિર્ખના ધીરજ ટળે, કંદપ કોટી સમાન.
રમતા રંગીલે એમ કહ્યું, જીવની તું પ્રાણ જીવન;
સર્વમાં તું વડી સુંદરી, તું માન વેદ વચન.
અકળગતી એની કોઇ નવ જાણે, નહિ કોને આધીન;
વન આવી વચન બોલે, મુજ આગળ થાય દીન.

સાહી લીધી શામળે, એની વાત કહી નવ જ
જાવા ન દેતા મહાવજી, કર ગ્રહીને લાગે ૧
એટલા દિવસ હું નવ જાણુતી, રહેતી હુતી અર
હાવે તે ક્ષણું મેલું નહીં, વેધાણું મારું રે ૨
સંસારનું સુખ શું કરું, ન ગમે ઘરની વ
નરસૈંયાના નાથ સાથે, વિલસી દિન ને રાત.

પદ ૧૩મું.

રજની આવી જુગતીધાનજી, ઇચ્છા હુતી રમવાને મનજી;
સજની આજ મહારે મનજી, પ્રેમે પધાર્યા પ્રાણજીવનજી.

ઢાળ.

પ્રેમે શું પધરાવીઆ, મેં તો સાંજ સમે તે શ્રીહરિ;
ચરણ ધોયા પ્રેમશું, મેં તો સેજલડી ફુલની કરી.
કૃષ્ણની તે કપુર લઇને, અગરે કીધી આરતી;
પ્રેમે પીયુનું વદન જોતી, તન મન ઉપર વારતી.
પ્રથમ સંગમ પીયુજીશું, રમવાનેરે મારું મન થયું;
લજ્જા તે લોપી નવ ગઇ, મુખડે તે નવ જાએ કહ્યું.
જોબન માઝ જાગીયું, કામાતુર અંગે હું થઇ;
ભાવ નયનમાં જણાવીઓ, ત્યારે પ્રેમે મુને કરે ગ્રહી.
લજ્જા લોપી અંગ સુંપી, પ્રેમે પીયુજીને મળી;
રમતા તે રસબસ એક થઇ, જેમ દુધમાં સાકર ગળી
મદિયર હું બોલી શ્યામને, સંભગ અંગ તાહરું;
અનેક રામા સંગ રમિયો, પણ આજ જો પ્રાક્રમ માહરું.
સનમુખ થાને શામળા, કરવાને જુધસંગ્રામ;
આજ તહારા મન તણી, પુરૂં તે સઘળી હામ
મુજ અબળાની આગળ, હાયરે ન થાએ શામળા;
સાવધાન થઇને શીખવું, રતીરજુની સઘળી કળા.

ઉરપે લીધો વાલમો, કુચ બંધન તુટયાં તડતડી;
સુરતની સાધન સાંધતા, હું જોદ્ધા સાથે આથડી.

નાથ સાથે બાથ ભરતાં, ધસીને રે લીધો ઊર;
અધર ડંસ દસીને મુકીઓ, ત્યારે લડથડયો મહાશૂર.

બાલપણામાં અતી બળીઓ, ગોવરધન કર તોલીઓ;
તે સુભટને મેં તરુણિરૂપ, રંગમાં તે રોળીઓ.

ભ્રકુટી ચઢાવી નયન જોડી, મેં મારીયાં તે મોહના બાણ.
કામિનીની આગળ કાયર થઈને, માગવા લાગ્યો માન.

કૃષ્ણ–શરણ રાખો સુંદરી, હું તુજ આગળ ઓચરું;
દીન જાણી દયા આણી, પ્રેમશું ઊરપર રમું

રાધા–આજ પછે હે વાલમા, મોટપણું આણેશ ન મન;
લઘુવેશ જાણી દયા આણી, મુકું છું પ્રાણજીવન.

શ્વાસ ભરાણો હે સખી, સ્વેદકણ અંગે ઝરે;
મુજને તે જીત્યો જુવતી, કાયર થઇ પીયુ કરગરે.

કૃષ્ણ–અબળા તે મારું અંગ દુખે, ભીડીશ મા રે ભામિની;
કઠણ પયોધર તાહરાં, મુજને તે ખુંચે કામિની.

અમૃતપે અદ્‌ભુત હતું, મુજ કને ફળ જેહ;
પછે પીયુના મુખમાહી, પ્રેમશુ મુક્યું તેહ.

પ્રસન્ન થયા પીયુ પાન કરતા, રસીયાને મન તે રસ ગમ્યો;
ચુંબન લીધું હસી હસી, પ્રગટ થઈ રંગે રમ્યો.

કુસુમ પેરે રાખીઓ, ઉર ઉપર ચારો જામ;
હોંસ હતી મનમા પિયુના, પુરી તે સઘળી હામ.

સફળ તે રજની આજની, ધન ધન મારો અવતાર;
નરસૈંયાના નાથશું, રંગ રમ્યા તે વિહાર.

## પદ ૧૪મુ.

રાધા–સજની સાંભળ મારી વાતજી, ધન ધન આજની રાતજી
હસતા ડોલતા આવે સાથજી, જોબન પધાર્યો મોરો નાથજી

ઢાળ

ભુવન પધાર્યો નાથ મોરા, અબલાને સુખ આપવા;
કોટી કંદર્પ થયા કામી નાથજી મુજ વશ હુવા.
નવલ સજ્જા પુષ્પની, ભુવન અતિ રળીઆમણું;
ચોદશ દીપક જલહલે, હરખ રૂપનો મન ઘણું
સણગાર. કીધો શોભીતો, નયને કાજલ સારીઆ;
કટાક્ષ સરખાં કસણ કસીને, કામીના ઊરમા મારીઆં.
શ્યામ સુંદર વદન જોતાં, અનંગ અંગે સજ થયો;
રતિપતિ રણયુદ્ધ કરવા, સુભટને તે મેં કર ગ્રહ્યો
નાથજીને ભુજ બાથ બીડી, હૃદયામાં લઇ ચાંપીઓ;
સુભટ નરમા શૂર કહાવે, તે મારી આગલ કાંપીઓ
મદનમાતી શ્યામ સંગે, રતિ રંગ રસમાં રમી રહી;
પીન પયોધર પ્રાણ પિયુને, અધર સુખડે રહી સહી.
તૃપ્ત ન થયો પિયુ પીતા, પછે તે હું લાજી રહી;
ચોળી તણાં બંધ ત્રુટયા, શરીરે શીતલ થઈ
મેહેલ મહાવા હું માલ માગું, મારા નાથ હું તૃપ્ત થઇ;
ચાર જામ સંગ્રામ કરતા, રજની સઘળી વહી ગઈ.
દરપણ લઇને વદન જોતાં, અધર દસ દીસે ઘણા;
નિર્ગુણ તારા જોને કાગી, નિર્લજે કાંઈ ન ગખી મણા.
કહ્યું ન માને હો સખી, ભુજમાથ બીડીને રહ્યો;
સુરતનો સંગ્રામ સજની, બાળપણનો દુઃખને કહ્યો
એણી પેરે રસ પાન કરતાં, નાથ નયણે નિહાલતી;
પિયુને અંગે પ્રેમ વાધ્યો, પલક પાછી ન વાળતી
અનંગ આપદા અંગ ટાળી, તન તે શીતલ થઈ રહ્યું;
તે સમાન સુખડું સજની, સુખથી નવ જાએ કહ્યું
મારા સમ કોઇને મા કહેશ, એ વાત મનમાં જાણજે;
વેહાર ચરિત્ર વિહાર લીલા, નરસૈંયા થઈ માનજે.

## પદ ૧૫મું.

રાધા-રસનિધાન આજની રાતજી, જાગો મ્હારા પિયુજી હવો પ્રભાતજી;
દીપક જોત ક્ષણું ક્ષણું થાયજી, પંખીડા રાગ પંચમ ગાયજી,

### ઢાળ.

પંચમ ગાએ પંખીઆ, પૂર્વ દિશાએ રવી પ્રગટિયો;
સારી જામ સંગ્રામ કરતાં, હજી તે તૃપ્ત નવ થિયો
રવી ઉગ્યો ને ઇંદુ આથમ્યો, ગૌ દોહ્યાની વેળ થઈ;
સાસુ ને નણંદ પુછશે મારો કંથ કહેશે કયા ગઈ.
તેને ઉત્તર આપવો ને રાખવો કુલનો ધર્મ;
પરવેદના જાણો નહિ, શામળા મુજને શર્મ
હજુએ તાહારા મનમાં, જાણુને શું થયું શ્રીપતિ;
ભુજ બાથ શું ભીડી રહ્યો, મુકતો તે મુજને શે નથી?
કંઠ વલ્લભી બાહેડી, પિયુ પોઢીઆ નિઃશંક;
લક્ષણ તાહરાં રે શા કહું, ભુડા દીસે છે ઢંગ.
પૂરવે હતું પોતાતણું, એમ નિર્ગુણ નાથ ના રહી;
આજુની શીખામણ શામલા, નહી આવું ફરી વેચવા મહી.
હું તુજ સરખી નવરી નથી, મારે ઘેર ઘણેરું કાજ;
પ્રાતઃસમે પિયા ભોવન જાતા, આવે છે મુજને લાજ
રેણી સમે રસ ઉપજે, સંયોગે રંગની રેલ;
કર જોડીને માન માગું, મહાવા તે મુજને મહેલ.
વાટે જાતારે વાલમા, મુજને દેખે દુરીજન;
નગ્સૈયાના નાથજી, મારું દૂર છે ભોવન.

## પદ ૧૬મું.

રાધા-કૃષ્ણ પ્રત્યે રંગે રમીઆ તે કયા રેણજી, અરૂણ ઉજાગરાં રાતા નેણજી;
અધર ભર્યો રંગ તંબોલજી, કાજલ રેખા તારે કપોલજી

## ઢાળ.

કાજળ રેખા કપોલ સોહે, તિલક ખંડિત તાહેરું;
વ્યભિચારી બોલ મા વાલમા, તો મન માને માહેરું.
અટપટી શીર પાઘ લટકે, કેસર ને કુલે ભરી;
અબીલ ગુલાલ ને ચુવા ચંદન, શોભે નાભી શ્રીહરી.
કંકણ કોમલ અંગે ખુંચ્યાં, રેખા દીસે નખ તણી;
જોયું રંગે રમ્યા રજની, વેગે પધારો ત ભણી.
આ નીલામ્બર કોઈ નારનું, તમો સાચું કહોને સમ તેહના;
આધીન થયા પ્રભુ તેહને વહાલા, લાવ્યા ને ક્યાંથી રેણુમ
કૌસ્તુભમણિ આ ક્યાં વિસારી, નવસેરો પેહેર્યો નારને
રીસ મા આણો મન વિષે, મુને કહોને સુખ વિહારનો.
કઈ ભામનીએ ભોગવ્યા, રજની તે ચારે જામ;
કોમળ અંગે કેમ ખમ્યા, રતિપતિ રણસંગ્રામ.
વેગે પધારો ભુવન તેને, હું આવું તમારે સંગ;
શ્રીહરી સુખ દેખાડ તારું, રમીઆ તે જોયું રંગ.
હાવે તેને પ્રસંન થઈને, હું આપીશ ઉરનો હાર;
નરસૈંયાના નાથજી, મારી વિનતડી. વારંવાર.

## ૮ શ્રૃંગાર



The શૃંગાર poems are many and widely scattered. Very many of these are probably the work of later poets. These are collected together into four main groups. રાસ સહસ્ત્રપદી, વસંતના પદ, શૃંગારમાળા and હીંડોળાના પદ. A great many of them repeat the same idea over and over again. They all refer to the *Rāsa-Līla* of Krishna and the Gopīs. Occasionally they are very voluptuous both in language and in imagery but the poet never for a moment loses the central idea that Krishna is the Supreme Being and that the Gopīs are the human souls yearning for union with the Divine. The first twelve of the following selections clearly strike the keynote to the whole set.

### પદ ૧લું.

**ગોપી**–કોણ પુન્યે કરી, નાર હું અવતરી, શ્રીહરિ દીન થઇ માન માગે ;
અમર અવિગતિ કહે, અકલ કો નવ લહે, તે કમલાવર કંઠ લાગે. કોણ

યજ્ઞ યાગે યજ્ઞ, યોગ ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ કષ્ટે ;
તોય તે શ્રીહરિ, સ્વપ્ને ન પેખીએ, તે હરિ નિરખીએ પ્રેમદષ્ટે કોણ.

શેષ સુખાસન, શેજ સોહે સદા. ભુવન જસું વૈકુંઠ કહાવે ;
તેથેં અધિક જે, મંદીર માહરૂં, પ્રેમે પીતાંબરો પલંગ આવે. કોણ.

ભક્તવત્સલતણું બિરદ પોતે વહે, વેદ પુરાણ એમ શાસ્ત્ર વાણી ;
નરસિંહાચો સ્વામી ભલેરે મળીયો, કીધી કૃપા મુને દીન જાણી. કોણ

### પદ ૨જું.

**ગોપી**–સારમાં સાર અવતાર અબળાતણો, જે બળે બળિભદ્ર વીર રીઝે;
પુરૂષપુરૂષાતન, શું કરૂં હે સખી, જેથી નહિ માહરૂં કાજ સીજે. સાર.

મુક્તિ પર્યન્ત તો, પ્રાપ્તિ છે પુરૂષને, સત્ય જો સેવકભાવ રાખે ;
રસભરયું રૂસણું, નાથ નોહરા કરે, તે નહીં નારી અવતાર પાખે. સાર.

ઇન્દ્ર આદિક અજ ઇશ ને મહામુનિ, ગોપિકા ચરણરજ તેહ વંદે;
ગોપીથી આપનું, અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપ નંદે. સાર.

વેદ વેદાંત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો ;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો. સાર.

સ્વપ્ન સાચું કરે, ગિરિધર સ્વામનો, પ્રભુશું હું પ્રાણપતિ પાણ જોડી;
પંથનું જેમ પશુ, પુંછળ વળગ્યું ફરે, નરસૈંયા નાંથડ્ડ નાથ તોડી. સાર.

## પદ ૩જું.

અનુભવીનાં રસમાં માણે, તે જે જાણે તે જાણે મહારી સજની. ટેક

એ અનુભવ બ્રહ્માદિક દુર્લભ, સનક સનંદ રસ ભોગીરે ;
તે વ્રજનાર નિરંતર માણે, તે માણે નંદનંદન રસ ભોગીરે. અ૦

ચૌદ લોકથી અપાર જેહને કહીએ, સદા આનંદો સુખ રાશીરે ;
તે પુરૂષોત્તમ ગોકુળ પ્રકટ્યો, નંદગોપી નિરખે રહેવાશીરે. અ૦

જ્યાં આનંદ ત્યાં પરમાનંદ છે, વેદ કરે રે વખાણરે ;
આનંદ નંદ જસોદા જનુની, આનંદ વરતે છે આણરે. અ૦

આનંદ શ્રી ગોવરધન પર્વત, વંદાવન સુખ ધામરે ;
નરસૈંયાચા સ્વામી અંતરજામી, આનંદ ગોપી પૂરણકામરે. અ૦

## પદ ૪થું.

જાઓ રે મદન ગોપાલ, ગુણ ગર્જન. ટેક.

અધમ નર ઓધાર્યો પ્રેમ પાતો ;
સુપેર શ્રદ્ધા કરે, સનક ગુરૂદેવસુ રાતો ;
નિરંતર હરિ તારૂં નામ લેતો ;
કોટી જપ કોટી તપ, કોટી સાધન કર્યાં તેણે. ગુણ

કોટી યજ્ઞાદિક હવન કરે ;
ગંગા આદે લેઈ સકલ તીર્થ કર્યાં;
જેણે પ્રેમસું કૃષ્ણ નામ લીધાં,
એ જન શાસ્ત્ર સકળ આરાધન કર્યાં. ગુણ.

અનુસરે નામ ગોવિંદ કેરૂં ;
નરસૈંયો એમ કહે ભવ ફેરા ટળ્યા ;
કૃષ્ણ થકી નથી દુજો કોઇ રે ;
જોયા મદન ગુણ ગર્જન ગુણ

## પદ ૫મું

લટકતી કાહા જા'છે રે અબળા, કોણ પુછે તને બોલતી રે ;
કહેરે સખી તને ગરગ્સ લાગ્યો, કે નિર પીધું ઘોળતી રે લટકતી
અજ્ઞાનપણામા સુતીરે ની, શ્યામ ભુજંગે ચગડાણી રે,
હરિ મન જાણો તેણી નારે, તો જીવનડી ઘર આવી રે લટકતી
એ દુખ મોટો જે નરનારી તે ભુલતા દેહ નહિ ધરશે રે,
નરસૈંયાના સ્વામી સંગે રમતા, વહાનો આપ સરીખા કરશે રે લટકતી

## પદ ૬ઠું.

સાભળો કામની કૃષ્ણ કામી કેહે તાહરા મહિમ્થકી નહીરે જાઉં,
અવર કો નાર નહીં તુજ સારખી, જેહને ફુલ કરી હું બધાઉં સ
તું વનવેલડી, હું વનમાળી, સીંચરે સમર્થ દ્રષ્ટિએ કરૂ,
તુજ પાસામા લે રાખું શીતલ, પાણિ ધરી પ્રેમની વાડ કરૂં સ
સાભળો સુદરી એમ કહે શ્રીહરિ, જેની ફુલમાળા કરી હું રે બાંધ્યો,
ચૌદ ભુવનતણા બંધન છોડવું, મ જાણ્યું ત મોહિની મંત્ર સાધ્યો સ
માન તું માનની, માન માગી કહું, નહીં તજું મહિમા બોલ દીધો,
નરસૈંયાચો સ્વામી, સર્વે રસ લહ્યો, સુરતસંગ્રામે આધીન કીધો સ

## પદ ૭મું

જેવો ને તેવો રે તમારે, પાલવડે બાંધ્યો,
અણુછતો હું તો તમારો, વધાવી લીધો જે
અનતેડાયો આવું રે, હું તો તાણ્યો નવ તૂટું,
તમારા પ્રેમની સાંકળીએ બાંધ્યો, છોડયો ન છૂટું જે

## પદ ૧૦મું

કૃષ્ણ કહે કામની સુણ સાચું કહું, તું મુજને અતિ વાહાલી રે;
અનેક સુંદરી છે મળવા, તે સુખ નહી તીહારી રે.

કહે તો ઊભો વેણુ વજાડું, કહે તો મધુરું ગાઉં રે;
કહે તો આપણ રંગભર રમીએ, મંદિરથી નવ જાઉં રે.

શામા વચન સુણી વહાલાના, હસી હૈયામાં લીધો રે;
નરસૈયાચો સ્વામી ભલે મલીયો, અધરઅમૃતરસ પીધો રે.

## પદ ૧૧મું.

ત્રિભુવન જે પતિ તે પતિ તાહરો, જેની તું ભામની ભાગ્ય તાર;
મુનિવર યોગીને સ્વપ્ને આવે નહિ, તે કહે સુંદરી પ્રાણ મહારે

માનની માનુની વસ્લભ સ્વામીની, ભજને શ્રીકૃષ્ણને ભેદ ટાળી;
ચૌદ ભુવનતણો નાથ વશ તાહરે, તુજ સમાન નથી રે કોઈ વહાલી

તવ હસી કામની, હતી ત્યાં જામની, ભૂધર ભેટવા અંગે ચાલી;
નરસૈયાચા સ્વામીમાં અંગ મેળાવીસુ, પ્રેમશું હ્દીયામાંહે ઘાલી

## પદ ૧૨મું

ગોપી—ટળતો ટળતો હીંડીશ મા રે, આલિંગન દીધા વિના કયમ સરે રે
આગે અમ ઘર નણંદલ જેઠી ,રહીને અદેખી ડરે રે ટ.
સાસુ સસરો માત પીતા રે, જે બોલે તે સહીએ રે;
પૂર્વે એશુ અનુભવ છે રે, તો મૂકી કયમ જઈએ રે ટ.
એ રસ જાણે જવશે રે જોગી, કે વ'ળી મુનીવર જાણે રે;
શુક સનકાદિક નારદ જાણે, જેણે વેદ વખાણે રે ટ.
એ રસ જાણે વ્રજની રે નારી કે દેવે પીધો રે;
ઉભરતો રસ ઢળતો હતો, નરસિંહીએ ઓઢીને લીધો રે ટ

## પદ ૧૩મું.

ગોપી—કુમકુમને પગલે પધારો, રાજ કુમ કુમને પગલે;
મસમસતા મોહનજી પધાર્યા, ડગમગતે ડગલે પધારો

મટુકી ઉતારી માહે, મોરલી વાગી;
વ્રજનારીને સેજે જાતાં, મૂરછા લાગી. ભોળારે.

બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઇ, મટુકીમાં દેખે ભોળારે.

ગોપાલણીના ભાગ્યે પ્રગટયા, અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે, નરસૈયાચો સ્વામી. ભોળારે.

પદ ૧૯મું.

**ગોપી**–વહાલાને જોતાંયે, મહારી ભૂખલડી ભાંગી;
ઘરમા રહીને શું કરું, મહારી આંખડલી લાગી. વહાલાને–ટેક.

શામળા સુરતે મન, મોહીને લીધું;
કાઇક શામળિયે વહાલે, કામણ કીધું. વહાલાને.

સંસારીનું સુખ હું તો, તજીને બેઠી;
મધુરી મૂરતી મારે, પાંજરીએ પેઠી. વહાલાને.

સોનાની સાકળીએ, સુને બાંધીરે તાણી;
મનડાની વાતો રે, પેલે મોહનિયે જાણી વહાલાને.

તુજ મુજ વચ્ચે વહાલા, અંતર નથી;
નરસૈયાચા સ્વામીની, લોકે કથની કથી. વહાલાને.

પદ ૨૦મું.

**ગોપી**–હવે કેમ વસીયે વૃન્દાવનમાં, લુટાલુટ મંડાણી;
નંદતણો નાનડીઓ નરહરી, થઈ બેઠો છે દાણી. હવે.

એકનું દોણે ને એકનું ફોડે, એકનું મહિ માથેથી પાડે;
એકને તો વહાલો અણઘટ બોલે, એકને તો વઢાડે. હવે.

એકને આપે ચીર પાટી, એકને આપે ચોળી;
એકને વહાલો ધકાજ મારે, એકને નાંખે રોળી. હવે.

સકળ સૈયરો ટોળે મળિને, રમવા ભમર ભોળી;
નરસૈંયાનો સ્વામી નવલ રંગીલો, તે રમે છે હોળી. હવે.

### પદ ૨૧મું.

ગોપી--એક ગમે ગોપીનો વહાલો, અવર બીજાનુ મારે કામ કશું;
બાપતણા સમ ખાઇને કહુ છુ નંદલાલ વચ્ચે ગામ વસ્યું એક.

શામળિયો સુંદર વર સજની, તેને દેખી મારું મન વિલસ્યું;
એને મૂકી જે બિજાને ભજશે, તેનુ કાળે લાળે કરમ ઘસ્યુ. એક.

છેલછબીલો ને છોગાળો, ગોહડિયાળો ગુણ ભંડાર;
નરસૈયાચો સ્વામી શામળિયો, વૈષ્ણવ જન કેરો દાતાર એક.

### પદ ૨૨મુ.

ગોપી--હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યારે હળવે

કીધુ કીધુ કીધુ સુજાને, કાઇક કામણ કીધુરે,
લીધુ લીધુ લીધુ મારુ, ચિતડુ ચોરી લીધુરે હળવે

જાગી જાગી જાગી હુ તો, હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે. હળવે

ફૂલી ફૂલી ફૂલી હુ તો, હરિમુખ જોઇને ફૂલીરે;
ભૂલી ભૂલી ભૂલી મારા, ઘરનો ધધો ભૂલીરે હળવે

પામી પામી પામી હું તો, મહા પદવીને પામીરે;
મળિયો મળિયો મળિયો મેહેતા નરસૈંયાચો સ્વામીરે હળવે.

### પદ ૨૩મુ

આવો રે અલબેલા વહાલા, મોહન મારા રસિયા રે;
આ વડી વારો કયાહા રે લગાડી; કોને તે મંદિર વસિયા રે આવો

તમને ટેવ પડી પરઘરની, હવે તે શી પેર કરીએ રે;
સસારમા કાંઈ સાર ન દીઠો, એને તે જોઈ જોઈ ઠરીએ રે આવો

આજ પછી હરિ એવુ ન કરીએ, લોકલસાજ઼ત થાશે રે,
નરસૈંયાચા સ્વામી હમને તજશો, બિરદ તમારુ જાશે રે આવો

### પદ ૨૪મુ.

સાચું બોલો શામળિયા વહાલા, કહો કયા ગયાના રે;
માનીતીને ભવન તજીને, કોને મહોલ રયાના રે. સાચું

આજ રજની રડતા વીતી, કંથ વિના કયમ રહીયે રે;
તલપાપડ થઈ રજની ગાળી, એવું થાય તે કયમ સહીયે રે. સાચું.
હમણાં હેત ઉતાર્યું હરજી, પેલી નવલ નારશું મન મોહ્યું રે.
તમો વિના અમો તલસી મરિયે, તોલ તમારૂં જોયું રે. સાચું.
ભલે પધાર્યા મારા મંદિર માહી, ભાવે ભામણાં લીધાં રે;
નરસૈયાચા સ્વામી સંગે રમતાં, દુઃખ ફેડી સુખ કીધાં રે. સાચું

## પદ ૨૫મું.

નંદના ગોવાળિયા રે, તારો રસીલો સનેહ. ટેક,
સ્નાવણ પણીઇં સંચર્યાં રે, જળમાં ન ભીજે પાય;
કદમ કેરે છાંડરે રે, ઉભો તીમે જાદવરાય. નંદના.
સહસ્ત્ર કોડિનો મારો કંચવો રે, તે સાહી નવ તાણ્ય;
લાખના બંધ મારા ટૂટશે રે, તારે હસવું ને મારે હાણ્ય. નંદના.
કહાનજી કેસર ના છાંટીએ રે, ભીંજે અમ અબળાના કેશ;
ભીંજે જાદવરાય સોભરી રે, હુંને ઘેર શો ઉત્તર દેશ નંદના.
કહાનજીને મુકુટ બિરાજતો રે, રાધાજીને એકાવળ હાર.
નરસૈંયાચો સ્વામી મળ્યોં રે, વાહાલે ઉતાર્યા ભવપાર. નંદના.

## પદ ૨૬મું.

શાને કાજે તમો સહુ મળી આવ્યા શું છે તમારે કામ રે;
પતિવ્રતાનો એ ધરમ નોહેરે, ગોપી જાઓને તમારે ધામ રે. શાને.
મોહન કેરાં વચન સાંભળી, નીચું નીહાળે બાળા રે;
મુખમાં આંગળી ને મનમાં વિમાસે, તમો એ શું બોલ્યા વનમાળી રે. શાને.
ગદગદ કંઠે ગોપી વચન પ્રકાશે, તમે સુણજો દેવ મોરારી રે;
મોહન નહી રમો અમ સાથે, તો તજશું દેહડી અમારી રે. શાને.
અંતર પ્રીત જોઇને હરી હસિયા, રૂદિયા ભીતર લીધાં રે;
નરસૈંયાચો સ્વામી વધે મળીઓ, વાહાલે આપ સરખીશાં કીધાં રે. શાને

## પદ ૨૭મુ.

ધન્ય ધન્ય રે વન્દાવનની શોભા, ધન્ય ધન્ય રૂડો આસો માસ રે;
ધન્ય ધન્ય કૃષ્ણ તણી જે લીલા, ધન્ય ગોપિયોનો રાસ રે ધન્ય.

શણગટડામા સાન કરીને, માનુની મોહ ઉપજાવે રે;
અળવે અંગ મોડ અતી અબળા, નેહ નેણામા જણાવે રે ધન્ય.

કંઠ કોકિલા સ્વર ઉચ્ચરે, ગાંધર્વ ગાન હરાવે રે;
વચન મીઠા મધુરા ઉચરતી, વા'લાને સુખ મનાવે રે ધન્ય

અમર લોકના જૂથ મળ્યા ત્યા, મુનિવર જોવા આવે રે,
સુર નર જય જયકાર કરીને, ઇંદ્રાણી પુષ્પ વધાવે રે ધન્ય

ધન્ય એ ગોપીને ધન્ય એ લીલા, ધન્ય જે રાસ રમાડે રે;
ગોપીશ્વરની કૃપાથકી રે, નરસૈંયો તાળ વજાડે રે ધન્ય

## પદ ૨૮મુ.

મધરાત્રીએ મધુરી રે વાહાલેજીએ, વાસલડી રુડી વાઈ રે;
કામની કામઘેલડી થઇને, સૌ વૃંદાવનમા ધાઇ રે મધરાત્રી

સાસુ નણંદીની લાજ તજીને આભૂષણ અવળા સજિયા રે;
રેણી રાસ રમવાને કારણ, જઈ જાદવને ભજિયા રે મધરાત્રી

નયણા ભરી નિરખ્યો લક્ષ્મીવર, આનંદ અગળા પામી રે;
નરસૈંયાચો સ્વામી વૃન્દાવનમા, ખેલ કરે બહુનામી રે. મધરાત્રી

## પદ ૨૯મુ

અમને રાસ રમાડ વહાલા,
ગોકુલથી વંદ્રાવન રુડુ, તે મુજને દેખાડ વહાલા

જલ જમુનાને કાંઠડે રે, વાયો વેણુ રસાલ, વહાલા
નાદે મોહી ગોપીકા રે, ઘેર રોતા મેલ્યા બાળ. વહાલા.

એક એક લોચન આંજીયા રે, કૃષ્ણ કરે સનમાન; વહાલા
અવળા આભ્રણ પહેરીઆ રે, તેણે નેપુર ધાર્યા કાન. વહાલા

સનમુખ ઉભી રહી રે, નયને નીરખ્યા નાથ; વહાલા
તન મન ધન સહુ સોપીયુ રે, ગોપી ઉભી જોડી હાથ વહાલા

અમર આહારડા સદાએ સુંઆળાં, કહણુ કઠોર પલા કાલુડા;
નંદરાયની આણુ ન માને, જશોદાનો કુંવર લાડકડો. નહિ.

સાન કરે દેહી પરવશ થાએ છે, છાંનાં છાંનાં વાહે વહાલડો;
નરસૈંયાચો સ્વામી બલે મળીઓ, વૃન્દાવનમાં એકલડો. નહિ.

## પદ ૩૩મું

કેશુડાં રાતા ને ઋતુ રાતીછેરે, કોયલડી વનવાસી રે;
માનુની જોબન મદમાતી, માધવ ચરણ ઉપાસી રે. કેશુડાં.

મોરાં તો સેહેકાર મનોહર, મોરી અતિ દુમવેલી રે;
ક્રીડા કારણ શામ મનોહર, ગળી છે સરખી સાહેલી રે કેશુડાં.

ધન ધન રે જમુનાં તીરે, ધન બંસીવટ શોહે રે;
નરસૈંયાચા સ્વામીની લીલા, દેખી સુરી નર મોહે રે. કેશુડાં.

## પદ ૩૪મું

હા હા રે રત આવી રે આવી, ફુલ્યો ફાગણ માસ;
નિઃશંકપણે નંદજીનો કુંવર, પુરે તે અબળાની આશ હાં હાં.

મન ગમતો શણગાર સજીને, કરીશું હાસ્ય વિલાસ;
સુંદરીનું ભૂષણ શ્રી વ્રજજીવન, અમો તમારી દાસ. હાં હાં.

કામણગારો કાહાન ગોવાળો રે, વસે વ્રજમાં વાસ;
નરસૈંયાચા સ્વામીએ રે વીંધી, પડી પ્રેમની પાશ હા હાં.

## પદ ૩૫મું.

ચાલો સખી વૃંદાવન જઈએ, ગોવિંદ ખેલે હોળી;
નટવર ભેખ ધર્યો નંદનંદન, મીલી હે બાળતી ટોળી ચાલો૦

એક નાચે એક ચંગ બજાવે, એક છાંટે કેસર ઘોળી;
એક અબીલ ગુલાલ ઉડાડે, ગાયે ભમ્મરભોળી. ચાલો૦

કરો શણગાર હાર અનોપમ, પેહેરો ચરણા ચોળી;
સેંથો સિંદૂરે સમારો રે, કુમકુમ કાજળ રોળી. ચાલો૦

એક છાના છંદ કરાવે, વગર બોલાવી બોલી;
ગાહેમાહે કરતી મરકલડાં, હસી હસી દે કર તાળી. ચાલો૦

વસંત ઋતુ વૃંદાવન શોભે, પ્રફુલ્યો ફાગણ માસ;
ગોવિંદ ગોપી હોળી રે રમતાં, જુવે નરસૈંયો દાસ. ચાલો૦

## પદ ૩૬મુ.

ઓ સખી શ્રાવણ આયોરે, ઓ શ્રાવણ આયોરે. ટેક.
ચાલો સખી ઝુલિયે સુવર્ણ હિંડોળે, ફીજે શ્યામ મન ભાયો;
હાવ ભાવ ખંજન મનોહર, કંચુકી કંકન સોહાયો. ઓ સખી.

કામ જપત વૃષભાનનંદિની, રસિક રાય વર પાયો;
મનમાન્યો દેખી મન મોહી, જઈ હાથ હરિનો સાહ્યો. ઓ સખી.

શ્રાવણ માસ સોહામણો, સોહામણો સહુ વ્રજ સાથ;
પરમ સોહાગી સ્વામીજી, કોડામણા છો પ્રાણનાથ. ઓ સખી.

સદા રમણ વૃન્દાવન મોહિયે, નિત્ય પ્રતે રાસવિલાસ;
શ્રી જમુનાજીને કાઠડલે કંઈ, કીધો આહીરડે વાસ. ઓ સખી.

સખી મળી છે નાની મોટી, દોડી આવી છે રમવા રાસ;
મધ્યે વિરાજે શ્રી સ્વામિજી, જેનું સદા નિરંતર રાજ. ઓ સખી.

એ શોભામેં કેમ રે કેહેવાયે, કદી શંકર પૂછે વાત;
કહેનાર શેષ સરખા હારે, ત્યાં પામરની કોણ જાત. ઓ સખી.

રે વૃન્દાવનની કુંજગલનમાં, હીંડોળે રે હીંચાય;
મારા વહાલાજી ધાયે ઘુમલડી, સહિયેરો માંહોમાંહી ગાય. ઓ સખી.

મારા વહાલાજીશું વાત કરતાં, ઘુમરી થઈ દશ વીશ;
વેણુ પહુંચી ને હારજ ત્રુટયો, અંબર ખશિયાં શીશ. ઓ સખી.

હીંડોળો રાખો મારા વહાલા, અંગ ઉચાટ થાય;
સહિયેર સર્વે હાસ્ય કરે છે, તેમાં તમારું શું જાય. ઓ સખી.

હવે નિર્લજ થયા છો તમે, જાણ્યા લાડકવાયા નાથ;
નહિ બોલું નહિ આવું વહાલા, આજ પછી તમ સાથ. ઓ સખી.

એવાં એવા વચન સુણીને હરિ હસિયા, રસિકવર સુકુમાર;
પ્રસન્ન થયા શ્રી સ્વામિજી, નરસૈંને આપ્યો હાર. ઓ સખી.

## પદ ૩૭મું.

ઠમ ઠમ રે વરસે મેહ સોહામણો જો, કાંઇ હીંચે હરખે હીંડોળે અતિ રંગ જો;
સ્યામા ને સ્વામિ બેહુ શોભતાં જો, નીલામ્બર પીતામ્બર શોભે અંગ જો. ઠમ.

ઘુમલડી ઘાલેરે ગોપી રસ ભરી જો, કાંઇ ગામણીઆ સનમુખ કરતી સાન જો;
મરકલડા કરતીરે માનુની મોદશું જો, નાચે ને વળી ગાયે મધુરં ગાન જો. ઠમ.

મધુરે બોલે કોયલ મોર સોહામણા જો, કાંઇ ગાજે ગાજે ગગનમાં ગંભીર જો;
વૃંદાવન તે શોભે અતિ સોહામણું જો, શોભે શોભે સુંદીર જમુનાનું નીર જો. ઠમ.

વાયે વહાલો વેણુ મહુઆર વાસળી જો, કાંઇ વાજાં વાજે તાળી તાલ મૃદંગ જો;
કાંઇ મગન થઇ વહાલો સહુને નિરખતો જો, કાંઈ ઉલટ વાધ્યો અબળાઅંગ જો. ઠમ.

ઉપરથી તો કુસુમ વરસી રહ્યા જો, સુરીનર મુનિવર બોલે જેજેકાર જો.
નરસૈયો નિરખીને હરી ગુણ ઓચરે જો, ધન ધન કામિની કૃષ્ણ વિહાર જો. ઠમ.

## પદ ૩૮મું.

વરોવર પુછ્યું રે, ક્યાંઇ નર નાગર કેરી ભાળ;
નરસૈંયાચા સ્વામિ રે; મળ્યો દીનાનાથ દયાળ. પંથડો.

## પદ ૪૧મું.

પણ રમશું રે રમશું રે, રંગ રસાળી હોળી;
નણીયો વશ કરવાને, ભરશું કેશર ઘોળી.
મીલ ગુલાલ અગરરસ ઉત્તમ, ઘર ઘરથી નીસરશું;
કુમાનું મુખ માહને, હો હો હોળી કરશું.
તોરે આ ઋતુ રંગીયાળી, કોયલ ટહુકા બોલે;
સેયાચા સ્વામિશુ રમતા, કરશું ઝાકમઝોળે

## પદ ૪૨મું

આજદીન રૂડો રે, રૂડો રે રૂડુ ગોકુળ ગામ;
રૂડી રામા રંગે રમતી, રૂડા સુંદરશામ
રૂડી વટ આડે રંગે ગતી, રૂડા જમના તીર
રૂડુ વન વંદ્રાવન ફુલ્યુ, રૂડા હળધર વીર
રૂડો રસ આવ્યો નરસૈંને પીતા તૃપ્ત ન થાય;
રૂડે રૂડુ તો મળે જો પુછ્યે જાદવરાય

## પદ ૪૩મું.

ગતી મોલ ધરો મોહનજી, રાતી ઋતુ રૂડી;
રાતે દાતે હમે રાધાજી; ગતી કરમા ચુડી.
રાતા ફુલ ખરે ખાગના, ગતી રજ રૂડી;
રાતી ચાંચે પોપટ રમે, પક્ષીડા સુડલો ને સુડી.
રાતા સાળુ સદીવ અદુને, શિર છુટી જુડી;
નરસૈંયાચા સ્વામિ સંગ રમતા ગઈ તે રમમા બુડી.

## પદ ૪૪મું.

ગોપી આવી રે આવી રે, વહાલાનુ મુખ જોવા;
અદ્ભૂત ભેખ રચ્યો પુરૂષોત્તમ, માનનીના મન મોહવા.

વચન બોલ્યા શ્રી મારાજ, કે કહો કેમ આવીયાં રે લોલ;
વળતી બોલી વ્રજની નાર, કે તમ આશ્રયે આવીયા રે લોલ.

રંગભર રાસ રમાડો નાથ, કે શરદ સોહામણી રે લોલ;
ઉગ્યો સોલ કળાનો ચંદ્ર, કે હાલડી રળીયામણી રે લોલ.

પૂરણ પ્રીત જોઈ પરિબ્રહ્મ, કે રુદીયા ભીડીયાં રે લોલ;
રંગભર રમવા માંડયો રાસ, કે કારજ સીધ્યા રે લોલ.

વાજે તાલ પખાજ ને ઝાંઝ, કે વિણાં વાંસળી રે લોલ;
નાચે નરસિંહ નંદકુમાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.

ચોકમાં ફરતી વ્રજની નાર, કે વચ્ચે રાધા હરિ રે લોલ;
નવ સત સજ્યા કે શણગાર કે પાવલે ઘુઘરી રે લોલ.

હમચી લે હરજીની સાથ, કે તાલી લે હાથમા રે લોલ;
નાચે નટવર મદન ગોપાલ, કે જુવતીના સાથમાં રે લોલ

અંતરીખ દેવના રહીને જુએ, કે પુષ્પે વધાવતા રે લોલ;
રૂપે રૂડો નરસૈંયાનો નાથ, કે મનમાં ભાવતા રે લોલ.

પદ ૪૭મું.

વાસલડી વેરણ મારી રે, હાં રે વશ કીધા તેં વૈકુંઠનાથ રે; ટેક નાર ધૂતારી.

ક્યાં રે ઘડાણી બંસી કયા રે કટાણી, કેણ દાન તપ કીધાં રે,
વાંસલડીનો શબ્દ સુણીને, હો રે મારા મનડા હરીએ લીધા રે; નાર ધૂતારી.

પોતે પોતાના ગોપી તન રે છેદાવીને, વાલાજીના મુખ પર આવી રે,
સોકલડીનું સાલ જગાવી, હાં રે વાહાલાને તો મન ભાવી રે, નાર ધૂતારી

વૃંદાવનના તે વન જ મોટા, ત્યા પશુઓ પ્રાણી રે,
સોલ સહસ્ર ગોપીજન વલ્લભ, તેમા તું પટરાણી રે; નાર ધૂતારી.

કામણગારી તેં કામણ કીધા ને, કર્મે હમારે લાગી રે,
નરસિંહના સ્વામીની વાંસલડી, કર કંગન થઇ વાગી રે; નાર ધૂતારી

પદ ૪૮મું

વાસલડી વા'તો રે, કાનો મોરલી વા'તો.
હાથમાં ગેડી ને ધેન ચરાવે, વૃંદાવન જાતો રે, કાનો.
ગોપી તણા ગોરસડાં જોઇને, દુર થકા ધાતો રે, કાનો

મોર મુગટયા ને કાને રે કુંડળ, ગોપીઓમાં ગાતો રે, કાના
ભલે મળ્યો મેતા નરસિંહનો, સ્વામી રંગમાં રાતો રે, કાનો.

### પદ ૪૯મું.

તારી મોરલીએ મન મોહ્યાં રે, વૃંદાવન મોરલીવાલા,
મેં તો ઘરનાં કામો ખોયાં રે, વૃંદાવન મોરલીવાળા

હું તો દોતાં દોણી ભૂલી રે, વૃંદાવન.
મેં તો પ્રેમે વાછરડા ધવડાવવા રે, વૃંદાવન.

હું તો જમના ગઈતી પાણી રે, વૃંદાવન.
તારું મુખડું જોઇ જોઈ કુલાણી રે, વૃંદાવન.

મેં તો અવળા આભરણ હોડયા રે, વૃંદાવન.
મેં તો માથે છેડા મેલ્યા રે, વૃંદાવન.

કાનુડો કાળો ને છોગાળો રે, વૃંદાવન.
મને કાંઇ એક કામણ કીધાં રે, વૃંદાવન.

મારાં ચિત્તડા હરી મન લીધાં રે, વૃંદાવન.
મેં તો રોતા જ બાળક મેલ્યાં રે, વૃંદાવન.

મેં તો ધાવતાં બાલ વછોડયાં રે, વૃંદાવન.
મને મળ્યો નરસૈંયાનો સ્વામી રે, વૃંદાવન.

### પદ ૫૦મું.

મારે પ્રભુજી પગણા ઘેર આવ્યા રે;
મેં તો મોતીડા ને ધુપે વધાવ્યા રે.

મારો વાલોજી બોલાવે વારે વારે રે;
મને ભવ જળ ડુબતી તારે રે.

મારે રસીયા સંઘાતે રંગ લાગ્યો રે;
મારે જન્મ મરણનો ભો ભાગ્યો રે

વાગ્યાં પ્રેમના તે બાણ કેમ રૂઝે રે;
તાલી રંગની રસાળી વાલી લીજે રે.

ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી રે;
સર્વે ગોપીકા આનંદ પામી રે.

## પદ ૫૧મું.

લગારેક નંદના છોરા, આવ મારી ગાવડી દો'વા  ટેક
ગાવડી મારી તુજને હળી, તુજને દો'વા દે;
મહીં ને ટકો જે થશે તે હાથમા પે'લો લે; લગારેક.

આવકુ આવ કાચું રે, મારે જાવુ ગોકુળ ગામ,
આવકુ કેવુ જઈ પડે, મારે તમ સરીખું કામ; લગારેક.

આવકુ કેવુ તે પડે, પોતાનો જાણી જોય,
ગામમા મારે સહુ સગા છે, તમ સરીખુ નાહિ કોઈ; લગારેક

મનનુ હોય તે મનમા જાણે, ઘણુ કહે શુ થાય;
નરસૈયાના સ્વામી વિના, ઘણુ વિમાસણુ થાય; લગારેક

## પદ ૫૨મુ.

મને ના બોલાવે, વા'લો મને ના બોલાવે;
કઠણ હૈયાનો વા'લો મને ના બોલાવે.  ટેક

જોજે જોષીડા તારી પોથીમા શુ આવે;
સાન જોશ જોજે મને મહીગરીએ વગાવે  કઠણ

*  *  *

સહુ સખી મળીને વા'લાને મનાવે  કઠણ

સાસુ હઠીલી મ્હારી નણદલ ધૂતારી;
વીરલાને કેજો મારે આણુવે આવે  કઠણ

સહુ સખીઓમા વા'લો સુઘડ કેવાય,
નરસૈયાના સ્વામીને ન ખોટુ ભાવે.  કઠણ

## પદ ૫૩મુ

મને કૃષ્ણ જોયના કોડ, સહીયર ચાલો રે;
હું તો લાગુ તમને પાય, હરિવર આલો રે  ટેક

જાદવ જમનાને કાંઠડે રે, વાહે વિણા રસાળ;
નાદમા મોહી ગોપી નિસરી રે, ઘેરે રોતા મેલ્યા બાળ. સહીયર.

દો'રે દો'રે દીવા કરું રે, પૂજુ સઘળા દેવ;
શામળીઓ વર જો મળે, તો, રંજુ કરુ રે તમારી સેવ. સહીયર

એ જળ જમના ઝીલતાં રે, ન્હાના નિર્મળ નીર;
વસ્ત્ર હરિ ગયો વિઠલો રે, શેને ઢાંકું શરીર. સહીયર.

સાસુ હમારી જશોમતિ રે, સસરો શ્રી નંદરાય;
કૃષ્ણ કોડીલો કાનજી રે, મારું સાસરું ગોકુળ ગવાય. સહીયર.

ગોકુળ ગામની ગોવાળણી રે, આવે ઘુરકતી ગોર;
મુખ પર માવજી મોહી રહ્યા રે, એના ઉર પર નાચે મોર. સહીયર.

ગાય શીખે ને સાંભળે રે, હરિ રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે રે, ગુણ ગાય નરસૈંયો દાસ. સહીયર.

## પદ ૫૪મું.

મોહીની લગાડી રે મા મને મોહને રે.
રસીએ દેખાડી રંગની રે રેલ;
જીવનજ સુધાર્યું રે સખી મ્હારું શામળે રે,
નિત્ય નિત્ય થાય વૃંદાવન ખેલ. મોહની.

આડી આડી દૃષ્ટે રે જુએ વાલો અમો ભણી રે,
જુએ મ્હારા નખ શિખના શણગાર;
મેણુંને દે છે રે સાસુડી સાસરે રે,
વહુ તારે ગિરધરસું ઘર વેવાર. મોહની.

રાધા ને માધવ રે બેઉ બળ્યાં બેલડી રે,
અંગો અંગ નયણામાં લપટાય;
સોલ વરસની રે શોભે સુંદરી રે,
અંગે સજી શણગાર હરખાય. મોહની.

ધન ધન લીલા રે લક્ષ્મીવર તણીરે,
ધન ધન ઉત્તમ રંગ વિલાસ;
ધન ધન ગોપી રે ગોકુળ ગામની રે,
ધન ધન ગાય નરસૈંયો દાસ. મોહની

## પદ ૫૫મું.

શરદની રાતે રે વ્હાલે વાહી વાંસલી રે,
વ્હાલે મ્હારે માર્યાં મોહનાં રે બાણ;

શ્રવણે સુણી રે અમે સહુ નિસર્યાં રે,
વ્હાલે મ્હારે દર્યાં અમાગ પ્રાણ. શારદની.

લોકડીવાની લજ્યા રે અમે મર્મે પરહરી રે,
દરશન કરવા દિન ન્યાગ;
જમનાને તીરે રે અમે સહુ ઉભા રહ્યાં રે,
વ્હાલે મ્હારે સામી ચઢાવી આગ. શારદની

અરધ નીશાએ રે તમે કેમ નિસર્યાં રે,
તમે તોડી પરણ્યા કેરી પ્રીત;
તમે ગુણવંતા રે એવું કેમ કરો રે,
એ તો નોય તમારા કુળની રીત શારદની.

એવા એવા વચન રે વનમાળી ઓચર્યાં રે,
વેણુ સુણી અબળા થઇ રે નિરાશ;
અમો અબળાને રે નવ તરછોડીએ રે,
વ્હાલા રે આવ્યા તમારી રે પાસ શારદની.

દીન વચન રે શ્રવણે સાંભળી રે,
હસીને કર ગ્રહ્યો શ્રી રણછોડ,
નરસૈયાના સ્વામી રે ભાવે ભેટીયા રે,
વ્હાલે મ્હારા પૂર્યા મનના કોડ શારદની

## પદ પરચુ

કણી પેરે ભરીયે આછાં નીર રે, જમનાને આરે, વ્હાલા;
ધૂતારા છે ગોકુળીયાના લોક રે, શામળીયા, વ્હાલા

સોના રૂપાનો મારો ઘડયો રે ઘડયો, વ્હાલા;
ઊઢણીએ છે રતન જડાવ રે, શામળીયા, વ્હાલા

તાણ્યું મા તાણ્યું મા હાર મારો ટૂટે, વ્હાલા;
મોતીડાં વેરાશે ગિરધર લાલ રે, જમનાને આરે વ્હાલા

માથે મટુકી ગોપી વનમાંમા રોકી, વ્હાલા;
જાય છે મારી સહીયરોનો સાથ રે, શામળીયા વ્હાલા

નરસૈયાનો સ્વામી મને મળીયો, વ્હાલા;
કૃતાર્થ છે ભવ પાર રે, શામળીયા

## પદ ૧૫૭મું.

ઘેલી રે ગોવાળણી, કરગર ના ગોગ્મ સાગ;
આજ તારૂં ગોરસ ચાખવું મારે, મન ઇચ્છે મારૂં રે ઘેલી રે.
આજ ગોવાળણ કહુંછું તુજને, તારી બેને દોહવા નવ દીધું;
કુશળ રે' ગોજ ધેનજ તારી, કાલે કાગજ ન મેલ્યું ઘેલી રે.
આપ ગોવાલણ આ જ ધેન જ જાણુને, કહેવું મન કમ કીધું;
વાગી રેસ વાટડીએ જાતા, ગોરસ અગળું ઢોળી પીધું રે. ઘેલી રે.
સુરનગને સ્વપ્ને ના આવે, મુનિજન દેહ દમે;
નરસૈયાના સ્વામી શું કરીએ તમને, પીનાં ગમે અમનેરે ઘેલી રે.

## પદ ૧૫૮મુ

લો સહીયો જોવાતે રે જઇયે, વિનતિ તે જઈ વાલાને કહીયે;
સુખ દુઃખ તો હૈયામા રે સહીયે, કોને જોઇને તે રે ગ્હીયે. ચાલો
આજના સુદર રે સુખડા, વાલાજીનાં જોવા મરખા મુખડા;
દુઃખના દાણા તે દરીએ, મોજન લેઈ વાલાને ધરીએ. ચાલો.
સાનળ ગોરીરે મજની, આવી રૂડી રમવા મરખી રજની;
મળ્યો નરસૈયાનો સ્વામી, ગોપી મહુ આનદ રે પામી. ચાલો.

## પદ ૧૫૯મું.

ભલે રે સજ્યાં અમો લોક ભરવાડ, નિત્ય વલોણા વલોવતા રે લોલ. ભલે.
લખ ધેન ગો બાવા નદ ઘેર દુઝે, મેરુ રવૈયો ઘાલી રે લોલ. ભલે.
એકી પા ઘુમે રાધીકા રે ગોગ, એકી પા કાનજી કાળા રે લોલ. ભલે.
હળવા હળવા ઘુમજો રે કાનજી, ગોળી નંદાશે મ્હારી રે લોલ. ભલે.
ગોળી નંદાશે ને ચોળી ચટાશે, કુટશે મોહન માળા રે લોલ. ભલે.
કાળા નાગના નેતરાં રે કીધાં મેરુ કીધો રવૈયો રે લોલ. ભલે.
સત સાહેરની ગોપી રે કીધી, ને ચંદ્ર સૂરજ બે સાખી રે લોલ. ભલે.
ભલે મળ્યો નરસૈયાનો સ્વામી, આન માહેર વલોવતા રે લોલ ભલે

## પદ ૬૦મું.

રાસ રમીને રે કહો ક્યાંથી આવીયા રે, બળવંતા બારણીયું ના હેલ;
રીસને ચઢાવી રે, મુજ પર શામળા રે, જાઓ જ્યાં ફરી હોય રંગની રેલ. રજની.

રાતાં રાતાં નયણાં રે, અતિ નિદ્રા ભર્યાં રે, રાતી અધર કુંકુમની રેખ;
કસુંબાના હાર રે, અતિ કરમાઇ ગયા રે, અધુરો ધુતારા તારો વેશ. રજની.

મસ્તકના માર રે, દીસે મોકળા રે, શીતળ થયું છે સઘળું અંગ;
કોણ મસ્યું'તું રાતે રે, તમને ભોળવ્યા રે, રસ સહુ લીધો સઘળો રગ. રજની.

પહેર્યાંને પીતાંબર રે, કાંહાં વ્હાલા પાલટયાં રે, પાગડી પટોલી પાછી આલ;
હારે મંદિર પધાર્યા રે, પેલી સોકયના રે, અમ ઘેર આવજો હરિ કાલ. રજની.

કસુંબાને ચીરે રે, સેજ મૂકી રહી રે, અમોલા લીધા રે શા માગ;
ચાંદલીઓ ને ઉગ્યો રે, હરખીયો તો આથમીઓ રે, ત્યા સુધી જોઇ તમારી વાટ રજની

પ્રેમને આલાપે રે, પંખી સહુ સોર કરે રે, પ્રકટ થઇને રહ્યો પ્રભાત;
નરસિંહના સ્વામી રે મંદિર પધારીયા રે સ્નેહ ઘણો ને થોડી રાત. રજની.

## પદ ૬૧મું.

લોક લડાવે છોકરડા ને, મારે તો છેલ છબીલો રે;
નંદકુંવર હરિ નાથડીયોવર, ઘડી એક ન મેલુ વીલો રે. લોક.

બારે માસ મારે બારણે તોરણ, કુંકમ કેસર ઘોળું રે;
રંગભેર રાધા ને માધવ, હર્ખે ભરી હિંડોળું રે. લોક.

છપન ભોગ છબીલાજી તમને, વસ્ત્ર આભુષણ પહેરાવું રે;
સેજ તળાઇ ને પુષ્પ પીછોડો, પ્રેમ કરીને પોઢાડું રે. લોક.

માનુની મળીને મંગળ ગાઇએ, જાણે મંડપમા માલું રે;
માથેથી માંડ હેડો નવ મેલુ, મલપતી વળી ચાલું રે. લોક.

સંત સખા સાંભેલા હરિના, પુજીને પધરાવું રે;
નરસૈંયાનો સ્વામી અતિ રે લાડકડો, નટવર ઘોડે ચડાવું રે. લોક.

## પદ ૬૨મું.

જોની એની ગોવાળામાં ગોવિંદજી રે, કરમદડો જમતા રે;
જગન કરે તેને સ્વપ્ને ના આવે, બ્હાલો આહીરડામાં રે રમતા રે. જોની.

ઉગ્ર તપ કીધું મેં તો, આહીરડાંની જાતે;
નરસૈંયાચા સ્વામી, મોહ્યા અબલાની વાતે. જાશે૦

## પદ ૬૯મું.

નહિ મેલું નંદના લાલ, છેડલો નહિ મેલું.
પાતલીઆ પ્રાણાધાર, છેડલો નહિ મેલું,
મીઠી લાગે રે તમારી ચાલ, છેડલો નહિ મેલું. ટેક.

રસીઆ હૃદય કમલમા વસીઆ, હવે કેમ થાશો અલગારે;
છો બલીઆ અમ અબલા ઉપર, બલ ક્યાં પલકા રે. છેડલો.

ત્રિકમ તમારી પાઘડીએ રે, કાંઇ લળકે મોતી સેર રે;
સાંકડી શેરીમાં સામા રે મળીઆ, ભેટીશાની શી પેર રે. છેડલો.

એકવાર આવજો વૃંદાવનમાં, આપણે કરીશું ખેલ રે;
તારું મુજને લઘરું લાગ્યું નરસૈંયો રંગ રેલ રે છેડલો.

## પદ ૭૦મું.

વારી જાઉરે સુંદર સ્યામ તારા લટકાને. ટેક.

લટકે રઘુવર રૂપ ધરીને, વચન પિતાનાં પાળ્યાં રે;
લટકે જઇ ગંગે ગવણ રોળ્યો, લટકે સીતા વાળ્યા. તારા લટકાને.

લટકે ગિરિ ગોવર્ધન તોળ્યો, લટકે વાયો વંશ રે;
લટકે જઇ દાવાનલ પીધો, લટકે માર્યો કંસ તારા લટકાને.

લટકે ગોઓ ગોકુળમા ચારી, લટકે પલવટ વાલી રે;
લટકે જઇ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાલી રે તારા લટકાને.

લટકે વામન રૂપ ધરીને, જાચ્યા બલીને દ્વાર રે;
ત્રણ ડગલાં પૃથ્વીને કાજે, બલિ ચાપ્યો પાતાલ. તારા લટકાને.

એવાં એવાં લટકા છે ઘણાં રે, લટકાં લાખ કરોડ રે;
નરસિંહાચા સ્વામી સંગે રમતા, મહીકું મોડા મોડ. તારા લટકાને.

## પદ ૭૧મું.

હાં રે શામળીઆ[illegible]મક દેખતા, સામાં તે નવણાં નચાવીશ મા;
હાં રે ઓ પેલા દુષ્ટ દુર્જન દેખે, તે રે સાજનનાં ઓલાવીશ મા. શામળીઆ૦

હાં રે અદેખા લોક તે અદકા બોલે, હાંરે તેને તે વચમાલાવીશ મા;
હાં રે સાને સંતલસ કરી ગંભલાવે, તે સાથે કંઇ કાવીશ મા. શામળીઆ૭.
હાં રે હું તુજપર રીસાઉં મારા વા'લા, તું મુજપર રીસાઇશ મા;
નરસૈંયાના સ્વામીને રાસ મંડપમાં, તે ચરણ કમળથી વિસારીશ મા. શામળીઆ૭.

## પદ ૯૨મું.

આજ સપરમો દહાડો, મારા વાલા રે;
હરિ આવ્યા મારે ઘેર, કાહન છોગાલા રે.

શેરી વળાવું સોહામણી, મારા વાલા રે;
ફુલડીયાં વેરાવું, કાહન છોગાલા રે.

સેજ પાથરણાં પાથરુ, મારા વાલા રે;
તે ઉપર બેસો પ્રાણાધાર, કાહન છોગાલારે

કુંકુમ કેશર છાંટણુ, મારા વાલા રે;
તોરણ બંધાવું હું વર, કાહન છોગાલા રે.

અગર કપુર કરું આરતી, મારા વાલા રે;
તન મન ધન નીવારું, કાહન છોગાલા રે.

પીતલ લોટા જલ ભર્યા, મારા વાલા રે;
દતી દાતણ દઈશ, કાહન છોગાલા રે.

તાબા કુંડીઓ જલે ભરું, મારા વાલા રે;
મોગરા મર્દન દઈશ, કાહન છોગાલા રે.

ખાનપાન પકવાન પરાવું, મારા વાલા રે;
બીડલે બાસઠ પાન, કાહન છોગાલા રે

પુષ્પે પાથરણા પાથરું, મારા વાલા રે;
હું તો વીંજણે ઢોલું વાય, કાહન છોગાલા રે.

નરસિંહાનો સ્વામી મળ્યો, મારા વાલા રે;
વાલે રમાડયા રાસ, કાહન છોગાલા રે

## પદ ૯૩મું.

મનોહર ગયો રે વનમા વાહીને રે, હવે કેમ જીવું રે મોરી માય;
કાસજું નખે વિંદારુ કપટી કાનુડો રે, તેણે સગે ઘરમા ન રહેવાય.

જીવણજીને જોતાર મરી અમે નવ ગયારે, રહ્યા રહ્યા ગત રંગ રેવા કાજ;
ભાવ બનાવે રે કોય ભુધર તણી રે, નથી હવે કહું છું મૂકી લાજ.
વૃંદાવન ગોધ્યું રે સ્યામા અમે સૌ મળી રે, જોયું જોયું જમુનાજીનું નીર;
કાનુડો ઝોગાતો રે કોઇએ દીઠો નહિ રે, આંખડીએ તો ભરી ભરી આવે નીર
મનનો મેળાપી રે કોઈ અમને મેળવે રે, તેને આપું હૈડા કેરો હાર,
નરસિંહાનો સ્વામી રે સુંદર શામળો રે, મરળી મહીયરનો શણગાર.

### પદ ૭૪મું.

કર નખ રાતા કામનીઆ રે, રાતા અધર સુરંગ,
રાતા અમીના ફોડાડે ગોપી, રાતો નવન વસન. કર
રાતી ચોળી કમખું કસી, ને મુખ ભર્યાં તબોળ,
રાતા ચરણા પેહેરણું રંગ, રાતી કુંકુમ રોળ કર
કૃષ્ણજી રાતા કામિનીએ રે, કામિની કૃષ્ણ ગુણે રાતી;
સરખા સરખે મહુ ગુણ રાતા, નરસિંહો મદમાતી કર

### પદ ૭૫મું.

ધન્ય ધન્ય ગોકુળીયું ગામ રે, મારે વાલ્હે કર્યો વિશ્રામ રે
ધન્ય ધન્ય જશોદા માડી રે, હરિને હાલેન ગાય દાડી રે
ધન્ય ધન્ય ગોકુળીયાની ગળીયો રે, મારો વાલો કાઢે નિત્ય હડીઓ રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગાય રે, મારો વાલો ચરાવાને જાયરે
ધન્ય ધન્ય ગોકુળીયાની ગોપી રે, શીરે રત્ન જડીત છે ટોપી રે
ધન્ય ધન્ય ગોકુળીયાનો ઘોડો રે, હરિને મસ્તક મોતીનો તોડો રે
ધન્ય ધન્ય ગોકુળીયાના મોર રે, પ્રભુજીનો મુગટ બન્યો રંગ ચોળ રે
ધન્ય ધન્ય જમનાજીના નીર રે, મારો વાલો પખાળે શરીર રે
ધન્ય ધન્ય જમનાજીના ઘાટ રે, મારો વાલો વાંચે નિત્ય પાઠ રે.
ધન્ય ધન્ય જમનાજીની રેતિ રે, હરિને ચરણ કમળ રોજ રે'તી રે
ધન્ય ધન્ય નરસૈંયો દાસ રે, મને રાખો ચરણની પાસ રે

### પદ ૭૬મું.

ગોકુળ વેલા પધારજો, મથુરા જાવ તો મારા સમ રે લાલ, ગોકુળ વેલા પધારજો. ટેક
કર આવ્યા તોરા, તે તો નાગ દુઃખડાનો દેનાર રે લાલ; ગોકુળ.

અજાબદ બેઠા રથમા, હરિ હળધરનુ જુગતે જોડુ લાલ, ગોકુળ
આણી આણી શેરડીએ પ્રભુ માગ, રથ પાછા લાવો લાલ, ગોકુળ
રાણીરાધા બેઠા આડા થઈ, પ્રભુ મ્હારા મ્દીયાપર રથ ખેડો લાલ, ગોકુળ
વા'ણામા જોતી વાટડી, પીયુ મળસ્કે હમને તજ્યા લાલ, ગોકુળ
ગોકુળ મથુરા છે બે ગામડા, વચમા જમનાજી ભરપુર રે લાલ, ગોકુળ
મથુરામા મામાને મળવા જતા, વા'લા કેમ રાખ્યુ ન હેત લાલ, ગોકુળ
જીગજીવન મારો જીવારો, મથુરામા જાન તો પ્રાણ નાખુ કાઢી લાલ, ગોકુળ
નરસૈયાનો સ્વામી શામળો, વા'લે મારે ફરી રમાડયા ન રાસ લાલ, ગોકુળ

### પદ ૭૭મુ

ચપો મોર્યો રે વૃંદાવન ચપો મોર્યો રે ટેક.
એ ચપો ઉતારવાને હુ ગઈતી, દીએરીઓ રખવાળ,
ચપો ઉતારી પાછા વાળ્યા રે, પાયે નેપૂરનો ઝમકાર વૃંદા૦
એ લીલો હતો ત્યારે લળજતો, સુકાઈ સલવરો છાર,
વેડનારો વેડી ગયો રે, એ તો ઝુંડાઇ ગયો નિર્ધાર વૃંદા૦
એ વૃંદાવનમા ચપો મોર્યો, કરનારો કરતાર,
ભલે મળ્યો મે'તા નરસિહનો સ્વામી, વાલે ઉતાર્યા ભવપાર વૃંદા૦

### પદ ૭૮મુ.

તમને વાલો સુગ્રીવ, સીતાને વાલા શ્રી રામ,
ઇશ્વરને વાલા પાર્વતી, જેમ ગોપીને વાલો કાન
કોઈ મને કૃષ્ણ બતાવો રે, આલુ રે વધામણી,
છઈયા કેરો હાર આપુ રે, માથા કેરી દામણી, રે કોઇ
વા'લો મારો હમણા જોયુ, ત્યારે ગયા મુને વાહીને,
પાપણીઓ ખરી ગઇઓ છે રે, આસુડા લોહીને,
ભલે મળ્યો નરસૈયાનો સ્વામી રે, ગોપીસરવ આનદ પામી, રે કોઇ

### પદ ૭૯મુ

મીઠડા માણસને નવ ધીરીયે, તેનુ કપટ મળ્યુ નવ જાયે,
મધુરી વાણી મુખે મોરલા બોલે, વિષ હળાહળ પાયે.

ક્ષણુ આગળુ ક્ષણુ મંદીર-માંહિ, દોહલે ઉભા રેણી ગઇ;
આશાબંધ મનોરથ કરતા, કુસુમે રચી સેજ સુનીય રહી
નારી નહોરા કરે, નાથ મન નવ ધરે, પરમ આનંદ શુ પ્રેમ વાધ્યો;
નરસૈંનો સ્વામી બલે મળીઓ, હળોહળ પ્રેમનો અથ બાઝ્યો.

## પદ ૮૦મું.

જાઓ જાઓ રે મીઠા બોલા બોલો, ધુતનપણું મે જાણ્યુ નાથ;
સેજ રચી રચી પથ નિહાળ્યુ, રંગે રમી આવ્યા ગોહને સાથ.
વહાલા કયમ વાત કરોછો, તો તમને શુ કહીએ રે;
તનનો તાપ તો જાયે માહરો, સાઇડું વહાને મલીયે રે.
તહારી પ્રીત વશી મહારા મનમા, નેણે કરતા હું આવી રે;
નરસૈંયાચા સ્વામીમા નિરાધને, દે મદન વધાવી રે.

## પદ ૮૧મું

જુઠડા બોલા જાદવા ધુર્ત, હવારે નહિ માનું તમારા બોલડા;
વાચા દઈ તું ગયો રે વાહી, નિર્ગુણ ગોરીના હો નિહારડા.
જુઠડા માણુમને નવ મલીયે તે તણું કશુ ન મનાયે;
મધુરી વાણી સુખ ભોગવા બોલે, પછે હાવાદલ મરે પાયે
નાથ નરોગ કરે, નાર ચંત નવ ધરે, પરમાનંદશુ પ્રેમ લાગે;
ભણે નરસૈંયો, ધણા નિમનો, આવાગમન તણો રે ફેરો ભાગે

## પદ ૮૨મું.

નામ સ્મરણ કરે શ્યામના, હીરા કૃષ્ણને રંગ;
ચંદની રૈણુ આહામણી, મનંયા મેલા રંગ. રાસ॰

સુંદરી સર્વે ટોળે મળી, આવ્યા જમુનાને તીર;
હાથ ઓને સમારીઆ, પહેર્યા નૌતમ ચીર. રાસ॰

ચાર હાર ચતુર શર્વ, રંગા કૃષ્ણા નાર,
મોર મુગટ ગરન્ત ભર્યા, એમ નહે મુનાર. રાસ॰

કાછી કાછની કામની, ઉર લહેકતા હાર;
પીત પટોળા બાંધીયા, સજ્યા શકલ શણગાર રાસ૦
માનની મની મંડળ રચ્યો, રમતા રંગ વિલાસ;
શરદ રેણુ શોહામણી, પૂરણકલા પ્રકાશ રાસ૦
ઘણા ઘણા હમ હંમ કરે, વાજે ચરણના પ્રહાર;
નારદ કરે નાદ નેહશુ, થૈ રહ્યો થૈકાર રાસ૦
પરસપર શબ્દ સુણે નહી, ગાય ગૌતમ ગીત,
રાગ માલવ આલાપીઓ, કરે ગોપીકા પ્રીત રાસ૦
રમતા રમતા રંગશુ, વાધ્યો પરમ ઉલાસ,
સ્થભિ રહ્યો શરદચંદ્રમા, રેણી થઇ ષટ્ માસ રાસ૦
બ્રહ્માદિક આદિ દેવતા, લીલા જોયે નાથ,
બડભાગી ભામની રમે, કેલી કૃષ્ણને સાથ. રાસ૦
કોટીક કલ્પ વહી ગયા, નાવે મુનીને ધ્યાન,
નરસૈયાચા સ્વામી પ્રગટીયા, પુરણ શ્રીભગવાન. રાસ૦

## પદ ૮૩મુ

જય જય નટવર વેશા, આરતી ઉતારુ જદુવર જગદીશા જયદેવ જયદેવ
મોર મુકુટ મસ્તક પર રાજે, કંઠે વનમાળા (૨)
શ્રવણે કુંડળ લળક, સંગ લીએ વ્રજબાળા જયદેવ જયદેવ.
નૃત્ય કરે નારાયણ વૃંદાવન, ઘુઘરડી ઘમકે (૨)
નાચે રાધા માધવ, પાયલ ઠમકે જયદેવ જયદેવ
ધમધમધમ ઘુઘરડી ઘમકે, તાળ પખાજ વાજે,(૨)
સુંદર સ્વર અતિ સારો, ઉચે સ્વર ગાજે જયદેવ જયદેવ
તાતા થેઈ તાતા થેઇ, શબ્દ થાય આજે, ૨)
નૂપુર ભ્રકુટી વિરાજીત, કૌસ્તુભમણિ ગાજે. જયદેવ જયદેવ
ઉંચે સ્વર ગાજે ગિરધારી, ઉંચે સ્વર ગાજે,(૨)
મન મોહનની શોભા, મનમથ બહુ લાજે. જયદેવ જયદેવ
રાસ રચ્યો વૃંદાવન, જોવાને જઇએ, (૨)
માધવ મુખ નિરખીને, નરસઈ દીવડિયો લઇયે. જયદેવ જયદેવ

## પદ ૯૧મું.

વહાલાજીમાં કુસમચો ભાર નહી રે;
તે કારણ મને કહોને, સજની. ટેક. મ૦

સાત સાગર ને નવ ખંડ પૃથ્વી, મેર શીખર સુખ માંહે;
એટલા સહેત વહાલો ઉરપરિ રાખું, ભ્રમર કમલ સમ હોયે રે. સજની. મ૦

દિવ્ય વસ્ત્ર મેં શીરપર ઓઢયું, તે મને દસ્તુર થાયે રે;
જેટલે મારો વહાલોજી સંગમ આવે, કુચ ઉપર ચિત્ત ચલાવેરે. સજની મ૦

તાચા ગુણ લક્ષ્મીવર જાણે, જેણે આ સૃષ્ટ નિપાઈ રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, સુખકરો ગોકુલ રાઈ રે. સજની. મ૦

## પદ ૯૨મું.

શામળીયા રાસ રમાડો, જે સુખ દેન લીજે તમ સાથે, ધન ઘડી ધન દહાડો. શા૦
મોરલીને નાદે મોદ ઉપજાવ્યો, આનંદ સિંધુ પમાડો શા૦
નરસૈંયાના સ્વામી કંઠ બાંહે ધરી, અમને પ્રેમ પાછેડી ઓઢાડો. શા૦

## પદ ૯૩મું

શાને કાજે સહુ મળી આવ્યાં, શું છે તમારું કામ રે;
પતિવ્રતાનો નહી રે ધરમ, એ ગોપી જાઓ તમારે ધામ રે.

મોહન કેરા વચન સુણીને, નીચું જોયું બાળી રે;
મુખ આગળી ને મન વિમાસે, આ શું કહે વનમાળી રે

ગદગદ કંઠે ગોપી વચન પ્રકાશે, તને સાંભળો દેવ મોરારી રે;
જુવર અમને નહી ભજો તો, તજશું દેહ દમારી રે

અંતર પ્રીત જોઈને હરિ હસીયા, રમવા ભીતર ભીડી રે;
પ્રેમ ધરીને નરસૈંયો નિરખે, સરખા સરખી જોડી રે.

## પદ ૯૪મું

શંકર નમે રે જેહને જોઈ, ગદાધર રને જેને;
નેમિશ્વરે આરોગની લીલા, દેખાડી સુને રે.

ધન ધન જાણી તે વચન પ્રકાશ્યા, બેરબો બ્રૂપગને;
મુનિ જન મન ભ્યા ગને, બેહી ત્યો આને રે.

ચકિત થયા ત્યા વનના પક્ષી, નાદ સુણી શ્રવણે;
ધન નરસૈંયો ઉભો નીરખે, સદા શિવ શરણે રે
ગંગાધર ને ગોકુળપતિ વચ્ચે, જે કોઇ આણે ભેદ;
ભણે નરસૈંયો વૈશ્નવ નહી તે, અધમ તેને કહે વેદ.

## પદ ૯૫મુ.

નિર્ગુણગારો નાહોલીયો તે સગુણ થયો; નિર્ગુણગારો૦ ટેક
જનમની કોટાન કોટ લાગે, વહાલો અમશુ અબોલડો રહ્યો રે. નિર્ગુણ૦
આજનો દીન રળીયામણોરે, રંગભેર રમશું રજની રે;
વહાલાને આલિંગન લેશું પછે, તે સુખ કહેશું સજની રે નિર્ગુણ૦
એટજ મનમા ચિંત્યા હુતી, તે મારે વહાલોજીએ ટાળી રે;
નરસૈયાચો સ્વામી ભલે મળીયો, નહીં અવતરીએ વળી રે. નિર્ગુણ૦

## પદ ૯૬મુ

આવ્યો આવ્યો રે ઋતુનો રાય અતિ ઉલટ થાય,
ઘડી રે લાખેણી જાય, વેગે પધારો;
હિયર સમાણી ટોળી, પહેરો નવરંગ ચોળી,
કુકુમ કેસર ઘોળી, ભાજન ભરો.
ચાલોને સાહેલી વહેલી, જોયે કોણ પહોચે પહેલી,
અબીર ઉછોળી ગ્રહી, આ કરે;
હેતે હરિ કંઠે લાગો, મન વાછિન માગો,
અબીલ ગુલાલ, અતિ ઝુરઝુરે
આનંદ આવે ગોપી, લાજ મરજાદ લોપી,
કેસુરીયા વસંત પેહરી, મુનિ ચિત્ત હરે;
નરસૈંયાનો સ્વામી રુડો, પેહેરાવે અખંડ ચુડો,
તે જેની સંસાર કુડો, પ્રભુ પ્રેમે ભરે
આવ્યો આવ્યોરે ઋતુનો રાય૦

## પદ ૯૭મું.

જમુનાને તીરે શામળો, જુવતી જુથ મોઝાર;
મહારસ માહે મહાલતો, ઉલટ અંગ અપાર.

વહાલો વેણુ વજાડે રે, નાચે નારી સંગ;
ઝાંઝર નેપૂર રણઝણે, તાળી તાલ મૃદંગ.
ગાયે ગીત સોહામણાં, શ્યામા સરવે સાદ;
તારુણી તાન મેલાવેરે, વેણા વાહે નાદ.

અબિલ ગુલાલ ઉછાળે રે, ચુવા ચંદન સાર;
કેશરભરી પીચકારી રે, કરે પરસ્પર માર.
હલધર ગોપ તહાં આવ્યા, કુસુમ લના લઇ હાથ;
બળવંત બાળી ઉલટી, છોડી સઘળો સાથ.

માર પરસ્પર કીધો રે, ઉલટી વ્રજની નાર;
કોઇ હાર ન માને રે, હરખે નંદકુમાર.
ચુવા ચંદન છાંટે રે, કેશર ઘોળી રંગ;
અબિલ ગુલાલ ઉછાળે રે, વાધ્યો મહારસ રંગ.

જુવતિ જૂથ મહાબળ વાધ્યું રે, નાઠા ગોપ ગોવાળ;
હોહો કરીને ગાયે રે, વાયે તાળી ને તાલ.
ધસમસતી હલધર સાહ્યા રે, કુંકુમ કરદમ કીધાં;
મુખડું માંજીને હસીઆ રે, કાજળ નેણે કીધાં.

મનમાં મોદ ભરાણી રે, ફુલી અંગ ન માયે;
આરોગી વદન નેહાળીએ, કર લઇ દરપણ માંહે
શશિવદની મોડી કરી, તારુણી ટોળી માંહે;
નાચે ગાયે ગમતું રે, મધુસ્વરની ધુન થાયે.

પ્રાણજીવનને ઘેરી કરી, બળીઓ બીડ્યો બાથે;
કેશર ગોળી ઢોળીને સાહી ગ્રહ્યાં બે હાથે.
પીતાંબર પટ લઇને, હાસ્ય કરે સર્વે નાર;
ગમતો ગમતો કરશું રે, શામળા સકલ શણગાર.

નખવટ ટીલી કીધી રે, નેણે કાજળ સાર;
શીશ ફુલ રાખડી ઝલકે રે, મોતી માંગ અપાર.
નાકે વેસર ઘાલતાં, રમતાં નાના ભાત;
કંકણ ચુડી ખલકે રે, હાર હેમ જડાવ.

પરાળી અતિ ઓપતી, કુમક ફરકે માંહે;
કુંદક કુસુમ બે લાઇની, મેલ્યાં ચોલી માંહે.
નેપૂર પાયે રણુઝણે, કટી મેખલા ઝણુકાર;
લટકે બાહુ સોહાવેજી, ઝાંઝરને ઝમકાર.
મુખડું જોતાં માતુની, મોહી રહી મનમાંહે;
એક આવી આગળ ધરે, નીરખોજી દર્પણ માંહે.
શામલાનો વેષ શામાને, કીધો અતિ આનંદ;
શોભા કહી નવ જાય રે, જોડે નંદાનંદ.
વાજાં વાજતે આવ્યાં રે, જુવતી જીવન સંગ;
આવ્યાં નંદજીને આંગણે, માતાજી ફૂલ્યાં અંગ.
જોડું સુંદર શોભતું રે, ગોપી મંગળ ગાય;
મુકતા થાળ વધાવીને, ગીઠડા કીધા માય.
અંબર ભૂષણ આપ્યાં રે, શામા શોભતાં અંગ;
નિત્ય નિત્ય રમવાને આવજે, મહારા મોહન સંગ.
સર્વસ્વ વારીને વારણે, ચાલી ચતુરા નાર;
નેણાં સફળ કરી નરખે રે, નરસૈયો કૃષ્ણ વિહાર.

## પદ ૯૮મું.

માતા મોહનને મોહનનું રે, જઇ ઉચ્છંગે લીધો રે;
અબીલ ગુલાલ મહા રસરંગે, માનની મનોરથ સીધ્રો રે. માતા૦
ધન્ય ધન્ય કૃષ્ણ, ધન્ય એ ગોપી, ધન ધન જશોદા માય રે;
પૂરણ પ્રીતે તમે થઇને, વશ થયા જાદવરાય રે. માતા૦
સુરીનર મુનીવર બ્રહ્મે ભૂલા, લીલા ભેદ ન જાણે રે;
નરસૈંયાચા સ્વામિ નિત્યે રસમાં ઝીલે, કૃષ્ણલીલા રસ માણે રે. માતા૦

## પદ ૯૯મું.

હાંરે હાંરે કાંકરડીરે કાંકરડી, મુજ ઉપર નાંખેરે;
કરશું રાવ જશોદા આગળ, એવડું કોણ સાખે રે. હાંરે૦
શામાટે શામળિયા વહાલા, અધર સુધારસ પીધો રે;
શામાટે શામળિયા વહાલા, હાર હૈયાનો લીધો રે. હાંરે૦

છડું, દેતાં શામળિયાને, ફરી નવરંગ ચોળી રે;
રસૈયાચા સ્વામી કહું તમને, અમો નથી કાંઈ ભોળી રે. હારે૦

### પદ ૧૦૦મું

લાવ લાવ રે માલણ વેલ મરવો,
મારે પૂજવો છે ગોપીનો નાથ ગરવો. લાવ. ટેક.

જાઈ જુઇ કેતકી ને કમળ સાર,
લાવ ફુલ ગુલાબ ચાર ગુંથીએ હાર લાવ.

આવી છે માલણ ભાવ જાણી,
પ્રેમે પૂજવા સમરથ સારંગપાણી. લાવ.

આવી છે માલણ લટકાળી,
મેહેતા નરસૈંયાચો સ્વામી વનમાળી. લાવ.

### પદ ૧૦૧મું.

રજની રમીને રે વહેલા ઘેર આવીઆ રે, બળવંતા બારણીયું મા ઠેલ,
રજની વિહાણી રે, અમો આશા ભર્યાં રે, જાઓ જ્યાં ફોથી હોય રંગની રેલ. રજની.

મંદિરે પધારો રે બોલી નારને રે, વાહલા મારા અમ ઘેર આવજો કાલ;
ચાંદલીઆને ઉગ્યો રે, હરણી આથમી રે, ત્યાં લગી જોઇ તમારી વાટ. રજની.

નિદ્રા તો આવે રે, સુંદર તારેબારણે રે, વેરણ જાતાં ન જાણી રાત;
નયણાં દીસે રે, અતિ નિદ્રાલવાં રે, રાતી રાતી અધર તણી છે જાત. રજની.

માયાનું મોળીયું રે, તેસે ટબકી રહ્યું રે, પારકી પરોણી પાછી આલ;
અંબર છોડો રે, વિઠ્ઠલ માહરું રે, પરણ્યો આવશે નીત નીત મોટું આલ. રજની.

પંચમ આલાપ્યો રે, પંખીડાં સોર કરે રે, વાહલા મારા પ્રકટ થયો પ્રભાત;
નરસૈંયાનો સ્વામી રે, મંદિર પધારીવા રે વાહલાજીનો સ્નેહ ઘણો ને થોડી રાત. રજની

### પદ ૧૦૨મું.

ચાલો હરજીને જોવા બેલ બેલ, પટ વસ્ત્રમાં સર્વે તેલ તેલ;
અબીલ ગુલાલની રંગ રેલ રેલ, માનુની તું માનજ મેલ મેલ. ચા૦

ચાલતી ગજની ચાલ ચાલ, લટ છુટીને આવે બાલ બાલ;
એને શ્રવણે ઝબૂકે ઝાલ ઝાલ, ચાલતાં ચળકે આલ ગાલ. ચા૦

સખી સાત પાંચ મળી સાથ સાથ, હસી તાળી દે એક હાથ હાથ;
પહેર્યાં પટ ભૂષણ ઘણી ભાત ભાત, વન પંખી બોલે બહુ જાત જાત. ચા૦
સુંદર જળ ભરિયાં ઠામ ઠામ, શોધતી શ્યામા શ્યામ શ્યામ;
એનું પલક ના મેલું નામ નામ, મળ્યો નરસેં સ્વામી પૂર્ણકામ કામ ચા૦

## પદ ૧૦૩મું.

વાહાલા મારા વૃંદાવન રે ચોક કે, વહેલા પધારજો રે લોલ; વા૦
ગોકુળની વ્રજનાર કે, વેગે બોલાવજો રે લોલ. વા૦
અમને રાસ રમ્યાના કોડ કે, નાથ સંગ એકડી રે લોલ; વા૦
લેવા મુખડાના મુકરંદ કે, મલી તેવતેવડી રે લોલ. વા૦
રુડો વંસીવટનો ચોક કે, કુંજ શોભા ઘણી રે લોલ; વા૦
રૂડું જમુનાજીનું તીર કે, ત્રટ રળીઆમણું રે લોલ વા૦
મળીઓ વ્રજ વીનતાનો સાથ કે, તાલી દે હાથશું રે લોલ; વા૦
માનની મન્મથ ભીડે બાથ કે, કોમળ હાથશું રે લોલ. વા૦

## પદ ૧૦૪મું.

વ્રેહ તાપ ટલે તો સુજને, શામલિયો સંગ પામું રે;
સકલ શણગાર કરીને આવું, મારો જીવન જોયે સામું રે વ્રેહ.
સેજ સમારૂ ભાવ ધરીને, પ્રેમલ પુરણ ભાવું રે;
અળવેશું આલિંગન લીજે, જો વહાલાના મનમાં આવું રે. વ્રેહ.
પ્રેમ ધરીને મહારા પીઉ, હું તો અંતર ટાળું રે;
ભણે નરસૈયો હેત કરીને, કંઠે બાહુડલી વાળું રે. વ્રેહ

## પદ ૧૦૫મું.

વરિયો મેં કૃષ્ણ વર વરીયો, બીજો તો હું નવ જાણું રે;
સાસરિયામાં સાદ પડાવું, નણદીનો ભે ન આણું રે વરિયો.
ગાજે ઢોલ વગાડતી હીંડુ, શામલિયાશું થઉ સાચું રે;
વાંસલડી વાહતો ઘેર આવે, મનડા માંહે ગમ્યું રે. વરિયો.
સણગટડો ટાળી મેં મહેલ્યો, જેમ જાણું તેમ વિલશું નાથ રે;
નરસૈંયાચો સ્વામી સમલ સ્નેહી, પ્રેમ ધરીને ભીડું બાથ રે. વરિયો

### પદ ૧૦૬મું

વ્રજનો વિહારીરે, અમો વેગ પ્રાહુણો રે;
હા રે હું વા શા મજુ શણગાર. વ્રજનો
માગ સમારૂં રે, સજની મોતિએ રે;
ચાદલીઓ માગું રે, મહારાજ. વ્રજનો
પ્રભુજીની બાહે રે, બાજુબંધ બેરખા રે;
મારે ગળે રે, ગુંજાનો હાર. વ્રજનો
પહેરૂ પટોળી રે, પાએ શેરતી રે;
કંચુકી કસી કસી, અતિભાર. વ્રજનો
રમઝમ રમઝમ રે, વાગે વિછુવા રે;
ઉપર નેપુરનો, ઝણકાર વ્રજનો.
જમનાને તીરે રે, હરિ સામા મલ્યા રે;
મસ્તક બેડલીઆનો ભાર. વ્રજનો
નરસૈંયાનો સ્વામી રે, બાઈ મને ત્યાં મળ્યો રે,
વાહલે મારે પ્રેમે લગાડ્યા લાડ. વ્રજનો

### પદ ૧૦૭મું.

સખી વાગે નેપુર રે, સુંદર વાગતા રે, વાગ્યા મદઝમ રાત;
નાનું સરખું નગર રે, સુતેલું જાગીયું રે, જાગ્યું ત્યારે ઝાંઝરનો ઝમકાર. સખી.
વાડીમાં પાડ્યો રે સુંદર આંબલો રે, તેની તે મીઠી મીઠી ઉતરે શાખ,
કામિની વેડાવે રે, આરોગતા રે, માગ હરિને કહું કે ચાખ સખી
આંગણીએ રોપાવું રે, સુંદર એલચી રે, ઠામ ઠામ રોપાવું નાગરવેલ;
નરસૈંયાના સ્વામી રે, બાઈ મને ત્યાં મળ્યો રે, હરિ મારો રોમે રૂડેરની વેલ સખી.

### પદ ૧૦૮મું

લોચન એના રે, ન ગમે કોઈ આવે લાગ્યું જેહને મલીયે રે;
નિત નિત એવું માગું જતા, નિરખી વિરહી થઈએ રે
દાણ મમ આગળ આવીને, વેણુ મધુરી વાયે રે;
મહીની મોળી ધન્ને દોણી, માકણાને પાપે રે

હરવર નેહાળી રૂદીયા ભીડી, મેં તો નવ બોલાવે રે;
ભણે નરસૈંયો શામળીયાને, જોયા વિના ન રહેવાવે રે.

## પદ ૧૦૯મું

લોચન માંહે કાંય કામણ ભરીયું, તે તો હુને શું રે કરીયું;
કેમ કરી મંદિર જાઉં મારી સજની, મારૂં મન એણે હરીયું રે. લોચ૦
રૂદિયા સરસો કેમ કરી ભીડું, હું સર્વાંગે રહી ફુલી રે;
ચર્ણ ન ચાલે મારગ માંહે, મુખડું જોતાં ભૂલી. લોચ૦
આકુળ વ્યાકુળ વેદના વ્યાપી, તે તો મેં ન સેહવાવે રે;
નરસૈંયાચો સ્વામી આવી ભેટે, રૂદિયા ટાઢું થાયે રે. લોચ૦

## પદ ૧૧૦મું.

હરવર ભીડી રહો રે સજની, રમતાં અંગે રહો રે, સજની. ટેક
અધુર અમૃતરસ પીતાં પીતા, વહાલોજી અલગો ન થાય રે;
નયણે નયણા મેલતા રે, ઉલટયો પ્રેમ ન સમાય રે. સજની
મહારા મનની વાત હતી તે, મારે વહાલોજીએ જાણી રે;
ભણે નરસૈંયો અંતર ટાળી, સેજડીએ લીધા તાણી રે, સજની.

## પદ ૧૧૧મું.

સાંભળ બહેની વાતલડી, મીઠામાં અતિ મીઠી રે;
જમુના પાણી હું ગઈતી, તહાં નંદને કુંવરે દીઠી રે.
આગળ આવી ઉભો રહ્યો, હુંને ઘાલી પગ માંહે આંટી રે;
મારા વાહલા એમ જોર ન આણો, અમે અબલા તમો માટી રે.
અધુર અમૃતરસ અહીને દાબી, મારી નવલ પટોલી ફાટી રે;
આલિંગન લીધું અતિ પ્રેમે, કેસર લઈ લઈ છાંટી રે.
જાદવરાય શું સ્નેહ સબલો, પીડ ધરુ ઉપર નમેલી છાતી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળ્યો, હુંને આપી હાથે વીંટી રે.

દેવીએ અસુર સર્વે માર્યા, હર્ષ્યા ઇન્દ્રાદિક દેવ;
કાત્યાનીની સ્તુતિ આરંભી, મુદિત વચન તત્ખેવ
દેવી પ્રસન્ન થઇ હશે આગતી, તું ઈશ્વરી વિશ્વાધાર,
પૃથ્વી ઉદક સ્વરૂપ તે તારું, બીજ રૂપ ધરો સંસાર. જય જય મહાદેવી.
વિદ્યા ક્રિયા સર્વે તું દેવી, તે પૂર્યા છે બ્રહ્માંડ,
કેણુ સ્તુતિ કરી શકે તારી, તું ઈશ્વરી વસે નવ ખંડ. જય.
નાગયણી નમો સ્તુતિ તમને, શ્લોકે શ્લોકે એમ કહી વચન,
ઇંદ્ર વન્હિ વાયુ મળીને, કરે ભગવતીનું સ્તવન જય.

બુદ્ધિરૂપે સહુને હૃદે વસ્યા, સ્વર્ગ મુક્તિ આપો ભગવતી,
કલા કાષ્ટાદિક રૂપે તે તું સર્વ સુખ કર્યાં તે સતી જય જય નાગયણી
સર્વ મંગળમાં મંગળ રૂપ તું સર્વ અર્થ સાધે શર્ણું,
સૃષ્ટિ સ્થિતિ વિનાશ શક્તિ તું, ગુણાશ્રય ગુણમય આવર્ણું જય
શરણાગત દીનને ગણો, આરતિ સહુની કરો તત્કાળ,
હંસે ચઢી બ્રહ્માણી રૂપ તું, કરમાં કુસુમની માળ જય
માહેશ્વરી વૃષભે ચઢી તું ચંદ્ર ત્રિનાગ ધરો ભાળ,
કૌમારી કર શક્તિ ધરોને, મયૂર કુક્કુટ હસ્ત નિશાળ જય
વૈષ્ણવી શંખ ચક્ર ગદા ને, સારંગ ધનુષ્ય ધારો પાણ,
વારાહિ ધરો દંષ્ટ્રા વસુધા, નારસિંહી નખ એગ્ર જાણુ જય
ઐન્દ્રિ કરમાં વજ્ર ધરો ને, સહસ્ત્ર નયના નાર;
વદન કરાળ દંત અતિ પ્રૌઢા ચામુંડા ઉર શીરહાર જય
શિવદૂતિ મહા ઘોર શબ્દને, લક્ષ્મી લજ્જા વિદ્યા પુષ્ટિ,
ક્ષુધા સ્વધા ને મહાગાની તું, નમામિ અદિ શક્તિ જય
સર્વાર્થ પાણિ પાદાત તું અક્ષિ મસ્તક શ્રવણ ને ઘ્રાણ,
સર્વશક્તિ અમને ભયથકી રાખો, દુર્ગા દી તને પ્રણામ જય.
લોચન સૌમ્ય નયુ તે તાન જ્વાળાકરાળ અસુર ક્ર્યા નાશ,
ત્રિશુળે ગખો આઈ અમને, ભદ્રકાળી નમો પ્રદાન જય
ઘંટાનાદે અસુર જે મોહ્યા, તેથી અમારી રક્ષા કરો;
ખડ્ગાદિક આયુદ્ધે રાખો, નમિયે શુભ દૃષ્ટિ ધરો જય

પ્રસન્ન થઇ સત્ર રોગને ટાળો, પૂરો મન મનોરથ કામ;
તુને જે આશ્રય હોયે, તેને આપે ઉત્તમ ઠામ. જય.

નિકંદન વેરીનુ કીધુ, ધર્મદ્રોહી હણિયા સહી;
મહાવિદ્યા મમાયા તું, સર્વ વિશ્વ ભમાડો રહી. જય.

આદ્યશક્તિ, ત્રિભુવનતારક, મંમાયા માત ભગવત;
પાર તારો પામે નહિં, દેવ અસુર અને મુનિજન. જય.

દાવાનળ વૈરીજન અહિજન, તેશુ કામ કરે તે સાર;
વિશ્વવિદ્યા ભગવતી તું માતા, નામ માત્ર ટાળે સંસાર જય.

તું સરજ્યા ધર્મને પાળે, સચરાચર તું વિશ્રામ;
શર્ણું આવ્યાને તું ઉગારે, નમ્ર થઇ કીજે છિયે પ્રણામ. જય.

## 3 *From* કૃષ્ણ વિષ્ટિ.

The following few lines full of bitter and fiery words of Draupadi while she complains to Krishna about the helplessness of her five consorts. One can almost see the five Pāndavas standing abashed before the outraged queen It is from the unpublished poem કૃષ્ણ વિષ્ટિ

હરજી, સાંભળો રે દ્રૌપદી બોલે વાણુ—
હસ્તિનાપુર તહમો જાઓ છો, વાહાલા વિષ્ટિ કરવા રે;
પિયુડા માહારા કાયર થઇને, બીહે છે ઉગરવા રે. હરજી.

દેશ આપશે, ધન આપશે, પાચે સુખીઆ થાશે રે;
પણ હૈયે હોળી લાગી છે મારે, તે કહો કેમ હોલવાશે રે. હરજી.

દુઃશાસને ચીર તાણીઆ, ને કર્ણ કઠણ બહુ ભાખે રે;
એ બળતું તે કયમ હોલાશે, સઘળા માર્યા પાખે રે. હરજી.

માહારા સમ જો મેળ કરો તહમો, માગું છુ દેવ મોરારી રે;
એ કામ જો કરવું હોય તો, સુણજો બાજો મારી રે. હરજી.

ક્ષત્રી કોએ કાયર નો હોએ, તે માટે હું માગું રે;
યુધિષ્ટિર બ્રાહ્મણ થયા એ તો, થઇ રહ્યુ વાંકુ રે. હરજી.

બાપ ભાઇ માહારા બળીઆ છે, તે આગળ થઇને વઢશે રે;
એમ કરતા જીતશે તો, જશ તહમને ચડશે રે. હરજી.

જેણે પહેરી કાંચળી, ધનુષ બાણ તે મેહેલી રે;
તેહેની આશા શી કરો, વાત કહું છું ઘેલી રે. હરજી.

મેળ કરીને તમે આવશો, તો છાંડીશ પ્રાણ રે;
દુર્યોધન જીવે જીવતું તો, તહમારા ચર્ણની આણ રે. હરજી.

સભામાં સહુ દેખતાં હું, નાઠે સાઠે ગેઇ રે;
વીર કહાવીને પાચે બેઠા, તેહવારે સામું જોઈ રે. હરજી.

માત તેની વાંઝણી જે, વીરવ્રત ન પાળે રે.
પરણી હોયે નાર તેહનુ, દુખડું તો નવ ટાળે રે. હરજી.

કેશવજી, હું શું કરૂં પ્રીત પાયશું માંડી રે;
ઓડું જોતાં માહારૂ, સુખે સુઓ એ ગડી રે. હરજી.

વિપ્રિ કરવા મોકલે છે, શામસુંદર તદમને રે;
એવા જો નિર્મળ હુતા તો, શાહાને પરણ્યા મુજને રે હરજી.

રાજ્યનું કશું છે નહિ, અદનાજે કાંઈ કામ રે;
ત્યાગ કરજો જ્યમ રાવણનું, કહ્યું ભાલણ પ્રભુ શીગામે રે. હરજી.

## 4. *From* મૃગી આખ્યાન.

This charming little poem is based on a story from the Sivapurāna about how a Bhil savage got the reward of the Sivarātri vow, which he kept unwittingly while out hunting on that particular night.

(1) The true wife.

નારી વિના મિથ્ય અવતાર; સ્ત્રી પાખિ સુનો સંસાર;
નારી વિના સૂનું સ્મશાન; નારી વિના મંદિર ઉદ્યાન;
દોહિલિ હિ આધાર કલત્ર; સ્ત્રી સમો કો નહિ મિત્ર;
વ્યાધિ તણિ વૈદ્ય સુંદરી, અનાથનિ સાથી તે ખરી;
ગૃહકાર્યે નારી પ્રધાન; ધર્મ તણું તો મૂલ નિદાન;
નારી વિના નર જીવે જેહ, દૈવિ શન્યો તેહનો દેહ;
સ્ત્રી નહિ ત્યા નહિ અધિકાર; દોહી મીટિં આવે મહાર.

(2) The true husband.

કંથ વિના જે કામની, જીવે એકે દીન;
ધિક જીવ્યુ તેહનું, બળ્યુ તેહનું તન.
અન્ન આપે બાપ ભાઇ, પુત્ર ને પરિવાર;
ભર્તાર કો આપે નહિ, જે અમૃતનો દાતાર.
નારીને બાહુ પુત્ર હોએ, ધન ને શૃંગાર;
કંથ પાખે સર્વ સુનુ, વૃથા પણ ઘરબાર.
વસ્ત્ર ભુપણ રત્ન શય્યા, ગંધ ને પુષ્પહાર;
કામનીને કંથ વિના, નિષ્ફળ સર્વે સાર.
ધન્ય તે તો ભામ્યની, ભરથાર પહેલી મરે;
સિદ્ધ હોય અતિ ઘણી, પણ પિયુ વિના શુ કરે ?
સુંદર તો શતપુત્ર, તોહે દુઃખ ન જાય;
દુર્બલ તો પતિ ભલો, શોભા જેણે થાય.
કૃપણ રોગી અધમ વ્યસની, વૃદ્ધ ક્રોધ સ્વભાવ;
પ્રિયુ સ્ત્રીને સેવના, સંસાર સાગર નાવ.

## 5 *From* નલાખ્યાન (પ્રથમનું)

This was the first (and as yet unpublished) version of the famous story The poet had to re-write it in a hurry and the second version was very much inferior to the first and more carefully written poem

(1) The Glory and the Fame of Nala.

ચંદ સૂરજ પાખને કુંડાળું થાએ છે વરસાતે,
તાહા કલ્પનામડા કવિને મને એહેવી આવી વાતે
નળના તેજ રવિઓ સૂરજ, જન રૂપે નથી દેખી,
બ્રહ્મા માન્યુ જૂ તેહ, અનંત ગતિ ઉવેખી
જેમ નામું જૂઠ લખીને વાણિક વહીને વાળે
ત્યમ વિધાતા જૂઠ જાણી રવિ શશીને કુંડાળે

This is an exceedingly clever and original simile. In the old fashioned account books the items entered on the wrong side of the ledger are marked by a circle drawn round them So also having created the Sun and the Moon to be the luminaries of the world and afterwards discovering that the real luminaries were the Glory and the Fame of King Nala, the Creator to point out his mistake surrounded these two—the Sun and the Moon—with the watery halo

(2) Damayanti after hearing the swans praises of Nala.

દમ વાણી હૃદે આણી પ્રણ પરતન થો વાળું;
ભૂપ જાણી પ્રીત લાગી જાગી તો મન દામણું.
દુખ ધરતું મની અ મનું હરતું કાંઈ સૂઝે નહિ,
ઊંઘ ખાન દેહ ગમે, રાત ન સૂઝ નહિ

ગણુ દ્વિજપતિ શ્રમના માટે, કેડેથી કાગો ટળે;
મુખચંદ્ર ગ્રહેવા માકાર, જીતાવજો આવી મળે.

રાહુનુ શિર હરિએ છેદ્યુ, પુરાણિક કથા કહે;
વિરહિણીનુ છેદ્યુ તે, મર્મમાહે નવ લહે

જઠર રહેત રાહુને તો, ઇન્દુ જાતો પાપીઓ;
વિરહિણીને પીડવાને વિધાતાએ આપીઓ.

અગસ્તે જે વાર ઉદધિ પીધો, શશી શે નવ જડયો?
મંદરાચલ પડ્યો તે વાર, પૂરણ કાં થઈ નવ ક્યો?

પૂછ સખી જઈ ઇન્દુને એ વિદ્યા તે ક્યાંથી ભણી?
ઉદધિ માંહ્યા વડવાનલથી - શિવગંગાના વિષ તણી?

હાર ગ્રહીને કહે કામની, ગુણવંત છે તુને નવ ઘટે,
પન્નાગના એ પયોધરશુ દશ કરે છે શા માટે?

ઇન્દુ આવી ઝપાને, અડે છે નિર્લજ થઈ,
કમળી શુ કરે નહિ? જે લાજ તો તાકાણી ગઈ.

પુષ્પશર એ કામના, તે સખી શાને પાથરે?
બાણગેજે પોઢતો તે, શ્રમ કહો ક્યાંથી કરે?

આગળથી આ ચંદન ત્યો, હંસ માકાગત કરે,
પ્રત્યક્ષ જુઓ પારખુ, જગત મન્મથ તેણે વમે

## (3) Damayanti's lament on losing Nala

હા! મહારાજ નાથજી! ક્યાં ગયા રે, મુને એકલી મેલીને વન રે?
વાંક્યે કહ્યુ એમ થયુ રે, વાહલા તમારૂ મન રે?
નવરા નવરા એમ ઓચરે રે

* * * * *

વાંક કશો પ્રભ માહારો રે આવી કહો માહરા નાથ રે,
દુઃખસાગરમા બુડતા રે, કરજો દીજે હાથ રે. નવરા
ધર્મરાય તમ્યો કાઢાવિયા રે, તે મિથ્યા કરશો નામ રે,
આવી આલિંગન દીજીએ રે, ભાંગે મનડાના વિશ્રામ રે. નવરા

ચોરીમાહે જે કહ્યું રે, એક આપણું ચિત્ત રે,
તે જુદું નવ કીજીએ રે, શું થયું જુજુવું ચિત્ત રે? નવરા.

મીટ આગળ દેખું નહિ રે, ઉત્તર નાપો આજ રે,
કિયા કાજમાં નાશી ગયા રે, મુજને વાહોળો મહારાજ રે! નવરા.

પ્રાણ ન જાએ પાપીઓ રે, વાલ્હુ નાવે મર્ણું રે,
કંથ તજીને જે ગયા રે, તો જીવીએ કોને શર્ણું રે? નવરા.

આ વન ગહન બીહામણું રે, એકલી અબળા ડરે રે,
કીધાં પૂરવ ભવતણાં રે, કેમ ન આવે છેક રે? નવરા.

મુખ સુકાએ માહરૂં રે, જળ પાઓ રાજન રે,
મેતો એવાં દીઠાં જાણ્યાં નહિ રે, વીરસેનના તન રે! નવરા.

માહારૂં દુખ મુને છે નહિ રે, દુખ તમારૂં થાય રે,
થાકયા થઈ જઈ વાગ એમશો, કેમ વ્યાપશે પાર રે? નવરા.

હું વનફળ આણીને આપતી રે, પિયુ શિતળ નીર રે,
સેવા સ્વામીની કરૂં રે, મન આણીને ધીર રે. નવરા

વાઘ સિંહ ને વનચર રે, બીહાવે બળવંત રે,
કોએ પણ કરતો નથી રે, આણી વેળા અંત રે. નવરા

(એણીપેરે તે ટળવળે રે, ઢળીઢળી પડે મહીમાંહ રે,
વનમાં શોધે કંથને રે, દેખે નહિ તે ન્યાય રે) નવરા.

ઇન્દ્ર તજી મેં તું વર્યો રે, તેહને ચઢીઓ ક્રોધ રે,
વૈરીનાં હૈયાં નવ ઠારીએ રે, તમો બળી છો જોધ રે. નવરા

માહારે પિતા પામે નહિ રે, એકલી આણી ઠાર રે
તમ વિના કો પરહરે રે, કહિશું થઈ ભરથાર રે? નવરા.

આના મેં લોપી નથી રે, કીધો નથી અન્યાય રે,
પાપ જે પૂરણ ભવતણાં રે, તે નીકળ્યાં ન જાય રે. નવરા

કરે કલ્પના અનેક પેરે પૂરણ સગ તે જોઈ,
શું બઈ અમર જર્યું છે અમૃત પૂર્ણ ગતી અવિચોઈ?
દેવે સિંધુ મથન તાં કીધો, અમૃત તાં નીમરીઉં,
શુભ ઈ ઉત્તમ સ્થાનક જોઈ, આદર આણીને ભરીઉં;

સિંધુ થકી સર અધિકું દીસે, મિ મન સાથે દીઠું;
જેહનું જળ કઇ અર્થે ન આવે, આ તો અમૃત મીઠું!

શ્રી હરિ જઇ સાગરે સુએ છે, સહી સર એ નવિ જાણ્યું,
નારાયણ આગળે નારદજી, આસુએ સર નથી વખાણ્યું.

કુંભી સુતે જળ આચમન કીધું, ઊગી વરસ રહ્યા હાતા;
અનેક કુંભે ઉનેચતા જે, ઘટે નહિ સર ચાથા!

કો વિષ્ણુની આરાધના, મન માંહે કરે બહુ;
કો કાલિકા અંબા આરાધે, વરવા કન્યા દમયતી સહુ.

એવી અર્ચાંદિક નારીએ, કર્યો મંડપ પ્રવેશ;
દૃષ્ટિ સંમીલન થઈ, થયો ઘણો ઉજેશ.

તૃપ્તિ થાય ન કોઇને, નર નામધારી જે;
દમયંતીને નિરખતા, દેખ્યા નૃપતિ પૃથ્વીએ

દમયંતીએ નિરખિયા, પંચાકૃતિ નળ એક;
વારવાર અવલોકિયું, નવ રૂપમા મીનમેખ.

નળરાય ન ઓળખ્યો, 'નારી પામી દુઃખ;
નળ તણું ચિંતવન કરે, દેવ પમાડો સુખ.

દેવ નળ હું કિમ લહું, એમ કરે તર્ક અપાર;
ચિંતવન કરતી ચતુરા વળી, વળી ગ્રહે ન સાચો સાર.

વૃદ્ધ સાધુ મુનિથકી, સુણ્યા સુરનરના ચિન્હ;
પચમા તે નવ જણાયે, નવ જણાયે કોઈ ભિન્ન.

વારવાર નિશ્વાસ મૂકી, કર્યો ઘણો વિચાર,
શરણુ જાવું દેવને ધરી, કર્યો છે નમસ્કાર

થરથર કંપે કામિની, દીન સ્વરે બોલી બાળ;
હે દેવના સહુ દેવ આવ્યા, દેખાડો નળ ભૂપાળ

હંસપક્ષીએ જે કહ્યો, હું વરી નળ નિઃસંદેહ;
મન વાણીથી ન અન્ય ઇચ્છુ, સત્ય કહો મનિસા જેહ.

સ્વયંવરનુ વ્રત લીધુ, પામવા નળ ભૂપ;
પુજન કરી હું દેવ પ્રણમુ, પ્રસન્ન થાઓ અનુપ.

વ્રત પૂરી પ્રાપ્તિમા, આપો નળ નરેશ;
નળરાયને હું ઓળખુ, એમ કરો સવેગ.

સ્વરૂપ ગ્રહો સ્વય સ્વયતણા, તો થાય મન પ્રસન્ન,
બૃહદશ્વ મુનિ ઉચ્ચરે ઇમ, સુણો ધર્મરાજન.

દીનવાણી સુણી દેવ, થયા મન રળિયાત;
શાસ્ત્રમા જે વિધ કહ્યા, તે રૂપ ધર્યા સાક્ષાત.

પ્રસ્વેદ નહિ અંગે વમે, નહિ મિષે
કરમાઇ નહિ માળા ધરી, પ્રફુલ્લિત સુક્ષેત્ર
નીરજ શરીર નિર્ઝર તણું, પૃથ્વીથી ઉંચા જાણ;
દેવ એવા નરખિયા, કરૂ નળ તણું વિખાણ
દેહકેરી છાય પડતી, કરમાયા પુષ્પની માળ;
રજ સંયુક્તે અંગ શોભે, જોઈ હરખી બાળ.
નેત્ર મિષોન્મિષ થતા, પ્રસ્વેદ કણ મૌક્તિક;
મનહરણ જોયો ભૂપતિ, નગરોભે સહસ્રાક્ષ સૌઉદ્દિતક.
દેવ ને નળરાય નિરખી, થઇ વરવા સજ;
ઉત્તરીય માખ્યું નળ તણે, જેમ વર કરિણીએ વર ગજ.
કંઠમાં વરમાળ અર્પી, સ્વામી કીધો જાણ;
હાહાકાર ત્યાંહિ થયો, વાગ્યા અન્ય નૃપને બાણ
ઋષિવરેં આનંદ પામિયા, સાધુ હરખ્યા ત્યાંહી;
સારૂ સારૂં મુખ વદે, ક્ષીરનીર મળિયા આંહી.
ભીમ નૃપ આનંદ પામિયો, સંજોગ સારો જાણી;
ભાલણ પ્રભુ રઘુનાથના, શું શું કહું વખાણી.

## (2) Epilogue.

ગુણ ગાયે ગુણ ગાયે, નળ કેરા જેહ જાણેજી;
ભાગ્યનિધિ સુખ તેહ ભોગવે, ચાર પદારથ સુણ માણેજી.
શ્રોતા વક્તા ગાય સાભળે, તે પામે ભવ પારેજી;
વાંછિત અર્થ ને લક્ષ્મી મળશે, નળકથા શુદ્ધ વિચારેજી.
ભાવે કુભાવે સાભળે, નળરાયનું આખ્યાનજી;
ગર્ભવાસમા તે નવ આવે, રીઝે શ્રી ભગવાનજી.
સંસારના સુખ ભોગ ભોગવે, પુત્ર કલત્રને પામેજી,
પર્વણિએ વા રાત્રી દિવસે, કથા શ્રવણ કરે દુઃખ વામેજી.
કિંચિત બુદ્ધિ જોવી નહિ, મારી મતિ છે મદજી;
સમુદ્ર માહે સંચ ભરી છે, જાણું નહિ પ્રબોધ કે છદજી.

# નલાખ્યાન (બીજું.)

વાઢ્યોચૂક્યો ગોધૂમનો રોટલો, ક્ષુધિતપાણું તો જાયજી;
કથામૃતને પીવું પ્રીતે, અમૃત પીતાં કોણ ધરાયજી.

નાગર કાજે શ્રમ કુવેળા, કવિને કરમે લાગ્યોજી;
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે, પુનરપિ કરી અનુરાગ્યોજી.

ગાધીને કેવું મરી માટે, મૂર્ખ જાણે નહિ મરીના ખોટજી;
ગુરુકૃપાએ કવિતા સાગરમા, આવે ગ્રંથરૂપી ભરતી ઓટજી.

કૂડા કરમીને કૂડું હોશે, સુખિયાને હોયે સુખજી;
નળની કથા ગાઇ મનોહર, જાયે દુખિયાનાં દુ:ખજી.

ઉભ કર જોડી ભાલણ વિનવે, કરે કૃપા સંત મહંતજી;
ભાલણ પ્રભુ રઘુનાથના, નિર્મળ કરે મમ ચંતજી.

# 7 *From* દશમ સ્કંધ.

## (*a*) The Child Krishna.

(૧)

આગણુડે રમો, મનમોહન ! તો મન માને માહારૂ રે
પ્રાણુંપેં સુજનને અધિકુ વહાલુ સુંદર મુખડું તાહારૂ રે.
શરીર મેલું થયુ છે, સ્વામી ! પડખો તો નહવરાવુ રે.
દ્રાક્ષ ચરની ને ચારોળી—કહો તે આપુ ખાવુ રે
ક્ષણું એક બેસો તો મનમોહન ! ગુંથુ તાહારી ચોટી રે
ફેવડેલ ધાલીને ગુંથુ જેમ તે થાએ મોટી રે
નયણે કાજલ સારી, નિલવટ તિલક કરૂ કેસરનુ રે.
એને ઘેર કન્યા છે સુંદર, તે નામ લે છે વરનુ રે
મારા સમ છે, રે, મનમોહન ! માખણ રોટી ખાઓ રે,
ઉપર સાકર દૂધ શીગવો, જેમ તમ મોટા થાઓ રે
શેલડી તો અતિશે સુંદર, કહો તો આપું છોલી રે
દાડમ પાકા છે અતિ રાતા, આગલ મેહેલું ફોલી રે
આવા પાકા જાઓ જેટલે હૈડુ મારૂ કાંપે રે
જાણુ રખે કો દુર્જન આવે, પ્રાણજીવનને ચાંપે રે
કહ્યું કરો જો કુંઅર મારા, તો તમને પરણાવુ રે.
રાધા સરખી રૂપે રૂડી, વહુવર વહેલી લાવુ રે.
તુ તો સર્વસ્વ છે રે માહારૈ; બીજુ ન ગમે કાંઈ રે
બાલણ પ્રભુ રઘુનન્દન દીઠે એકવાર મુજને સાંઈ રે

(૨)

મહાવજી પૂછે વાત માતને, મુખ શ્યામ શરીર રે,
રોમાંચિત તમો શું થયા, નયણે પ્રગટયુ નીર રે મહાવજી.

યશોદા એણી પેરે ઉચ્ચરે, મુખડું જોતાં તારૂં રે;
અતિ આનંદે કરી થયું છે, પુલકિત તન ત્યાં મ્હારૂં રે. મહાવજી.
વચન મનોહર સાંભળી, હરજીએ લીધો આડો રે;
એવું સુંદરી જો કહો છો, આઈ મુજને દેખાડો રે. મહાવજી.
જે કોઈછો તે તણી કાંતિ તણું, કહ્યું ન જાયે લેખું રે;
હું એમ મનમાં જાણું છું, એકવાર હું દેખું રે. મહાવજી.
વળતી માતા એમ વદે છે, તે તું ક્યમ દેખે તન રે;
મેં તો એવું કીધું છે તેવું, તારે નથી તેવું પુણ્ય રે. મહાવજી.
બોલ સાભળી જતુંનીના, હઇડા માંહે હસિયા રે;
ભાલણ પ્રભુ રઘુનંદન ત્યારે, સાસુ જોઈ મન વસિયા રે. મહાવજી.

(૩)

માતાને મોહન ધાવે, અતીશે લાગે મીઠું રે;
ચુલે પય ઉભરાવા લાગ્યું, યશોદાએ તે દીઠું રે. માતાને.
અધ ધાવતો મૂક્યો અવની, જનની વેગે ચાલી રે;
આંખે અતિ ખરતા આંસુ, હરજીએ છેડલે ઝાલી રે માતાને.
અતિ આકળી થઈ નીસરી, બળ કરી વછોડી રે;
ડસ લેઇ ગોવિંદે તે વારે, મહીની ગોળી ફોડી રે. માતાને.
પૂર નદીની પેરે ચાલે, હરજી સુખે માખણ ખાય રે;
ઊતારીને આવે જેટલે, તેટલે કૌતુક દીઠું માય રે માતાને.
બાલક માંકડાને ખવરાવે, નાચે પ્રેમે મુદિત થાય રે;
જનનીને આવતી જાણી, ભયભીત થઈ નાસી જાય રે માતાને.
કામિની કર માંહે લઇ, ચીમટા પુંઠે થાય રે;
સાસ ભરાયે ભાલણ પ્રભુ, લીલા બ્રહ્માદિક ગાય રે. માતાને.

(૪)

નાસીને જાશો કેટલે રે, લવડા સદાયુ કહાન;
હૈડું દાઝે છે મારૂં રે, ઘણું કર્યું છે જ્યાન. નાસીને.

હાથે સાંકળાં હીરે જડ્યાં રે, પહોંચી મોચે પાણ્યજી;
કાંઈ કાલુંસું બોલનો રે, અમૃત મુખપે જાણ્ય. લીલા.
કટી કંકણ મેખળા રે, ચરણે ઘુઘરી નાદજી;
શ્યામલડાના શબ્દ સાંભળી રે, ઉપજે અતિ આહ્લાદ. લીલા.
ચાલ દેખી આપણી રે, ચાળા કરે અનેકજી;
રીઝે રમતો મનસું રે, સામો જોઇ વિવેક. લીલા.
પુછડું સાહી વચ્છનું રે, ઉભો થાય બાળજી;
જાણે ત્યારે ધ્રુજતો રે, મૂકી એમે તત્કાલ. લીલા.
જેની માયાએ મોહ્યા રે, બ્રહ્મા હરી મોરારજી;
બેસે નંદને આંગણે રે, પુણ્યતણો નહીં પાર. લીલા.
ધન તે માતા જસોમતી રે, એમે હરી ઉત્સંગજી;
ચુંબન કરે મોહન મુખનું રે, રોમાંચિત થઇ અંગ. લીલા.
દે આલિંગન પ્રેમસું રે, હૈડું ટાઢું થાયજી;
શા તપ કીધા કામિની રે, થઇ સુંદરશ્યામની માય. લીલા.
ઘરના કારજ વીસર્યાં રે, જોતાં એનું રૂપજી;
એએ કો દીઠો નહિ રે, જાણે ચાંદ સૂરજનો ભૂપ. લીલા.
ક્ષણું અળગા થાએ નહિ રે, જોતા દિન ને રાતજી,
ક્ષુધા તૃષા લાગે નહિ રે, કરતાં એની વાત. લીલા.
જાણું લટએ ભામણાં રે, ઉપર કીનારે દેહજી;
ભવ ભવ વાંચ્છું એટલું રે, ચરણો વાધે નેહ. લીલા.
સુર નર મુનિ જુઓ આકાશથી રે, લીલા કળી ન જાણુજી;
મનમાં જાણી રામને બાળક, જન રામ પ્રભુના ધાવ. લીલા.

(૮)

આવ આતા હું દુધ પાઉં, પાળણે પોઢો નંદનંદન હરખે હાલરું ગાઉં. ટેક
માખણ ચોર કહે સહુ, કામ ગુંદાર હું ઝાંખી થાઉં. આવ.
નવ લખ ધેનુ દુઝે મારે, શાકમાંટી ટેવ કેમ ભમાઉં. આવ.
ઓળંભે આવે સહુ અહીર, તે આગળ શ્યામ શરમ પાઉં. આવ.
બાળક પ્રભુ રઘુનાથ રમાડે, પ્રાણજીવનને હું વારણે જાઉં. આવ.

(૯)

સખી હું શું કરું રે, ઘડીએ ન રહે ઘેર રે;
બ્રહ્માદિક જાણે નહિ રે, મારા પુત્રતણી તો પેર રે. સખી.
કહાન કહાન કરતી હીંડુ રે, ઘેર ઘેર હીંડુ જોતી રે;
કહાં ગયો મારો નાનડીઓ રે, જેને નાકે નિર્મળ મોતી રે. સખી.

જાણું કોની દ્રષ્ટી લાગશે રે, રૂપ જોઈને રૂડું રે;
ગાલે કરું કાજળનું ટપકું રે, મનમાં આવે કુડું રે. સખી.

ભુખ્યો છે નથી શીરાવ્યો રે, માખણ ભક્ષ નથી કીધું રે;
ઘણું હું તો ટળવળી રે, પણ એક ટાંક ન પીધું રે. સખી

રખે ગયો હોય એકલો રે, જમુનાની તીરે શ્યામળીઓ રે;
કહે સખી તું ક્યાંથી આવી રે, મારો પ્રાણજીવન મળીઓ રે સખી.

જાણું કો ઉપાડી જાશે રે, જેમ પૂતના આવી આગે રે;
દેખાડે તેને હું આપું રે, જે કાંઇ માગી પાસે માગે રે. સખી.

ઘેર ઘેર બાળક છે ઘણા રે, બીજો કો નહિ એવો રે;
આલીગાળો દેખાડો રે, મારા શ્યામસુંદર વર જેવો રે. સખી.

જળ વિના જેમ માછલી રે, તેમ હું ટળવળતી રે;
સામુ જુએ સુંદરી રે, ઉત્તર નાપે વળતી રે. સખી.

ઓળખે ભાગી થઇ રે, વશ નાવે વનમાળી રે;
કો કહે માર ચોરી ખાધું રે, હું થઇ રહું ઓશીઆળી રે સખી.

ખીજવવાને કોણે રાખ્યો રે, એને લઇને આનો રે;
હૈડું મારું દાઝે છે રે, બાઇ તે તો મોટે માનો રે. સખી.

માકડા વહાલાં છે એને રે, હીંડે છે પગવરીઓ રે;
શું દશરથ નંદન જાણીઓ રે, બાલણ પ્રભુ અવતરીઓ રે. સખી.

(૧૦)

જુઓરે જશોદા પુત્ર તમારો, કૌતુક કીધું રે;
દાણ મિષે હરી વનમાં રાખી, મહીડું મારું પીધું રે જુઓ.
કહો રે બાઇ શું કીજે, વારે નહિ ત્યાં કોગો રે;
ઘર માંહી લઇ જાઉં વનમાળી, દીસે સચરાચર એ રે. જુઓ.

ક્ષણું એક માંહી બાળક થઇ છુટે, ક્ષણું એકમાં અધિકારી રે;
જે દહાડાનો નયણે નિરખ્યો, ગૃહ કારજથી વારી રે. જુ

ક્યારે જાણું કર ગ્રહી બાંધું, મુખ દીઠે મોહ લાગે રે;
ત્યારે જાણું જે ભાગ્ય મહારું જો નંદકુવર મહી માગે રે. જુ

નાહા પુંઠે કોને નવ લાભે, દેવ મળી જે પેખે રે;
ભાલણ પ્રભુની અદ્ભુત લીલા, કો પાસે નવ દેખે રે. જુ

(૧૧)

ઉદ્ધવ કહેજો ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાત રે;
પુત્ર તણા સુખ અમો ભોગવ્યાં, હવે તમે થાઓ માત રે.

ખોળે બેસારી મેં ધવરાવ્યો, હસતું વદન મેં દીઠું રે;
એ સુખ તો તમો નથી પામવું, અમૃતથેં અતી મીઠું રે.

કરે કરી નવનીત માગતો, પ્રેમે કરતો લાડ રે;
એ સુખ તો તમો નથી દેખવું, જો હીમે ગાળો હાડ રે.

* * * * *

આંખ આંજતી ને તીલક કરતી, વાહાલો જતો નાશી રે;
એ સુખ તો તમો નથી દેખવું, જો કરવત મૂકો કાશી રે.

* * * * *

ગોળી જે વારે ઓલંભે આવતી, જાડું રોતો રે;
તે કૌતક બ્રહ્માદિક આવી, વીસ્મય પામી જોતા રે.

(૧૨)

કપટે આવી કામિની, સજી સર્વ શૃંગારજી;
બાળકને બોળાવવા ઇચ્છે, ધર્યું રૂપ અપાર. હરિને નવ જાણે

આવી તે પ્રેરેલી કંસે, કાળ તણો જે કાળજી;
હણતી દીઠે જ્યાં ત્યાં સઘળે, ઘર ઘર નાનાં બાળ હરિને.

છુટી લટ કુચ પર મોહતી, ચાલતી અતિ લટકેજી;
વ્રજ જન કેરાં ચિત્ત ચોરતી, ભ્રુંગ મરોડે મટકે. હરિને.

ચોણી માંહે માલતી ઘાલી, ગજેન્દ્ર ગતિની ચાલજી;
કર કંકણ સોહે મુદ્રિકા, નથની ઝાક ઝમાળ. હરિને.

પ્રૌઢ અંગે સાડી પહેરી, કટી કિંકણી ઝણકારજી;
સુંદરી મલપતી ચાલે ગાલે, ડગમગ ભૂપર ભાર હરિને

મંદ હાસ્ય ને મુખ મરકલડે, ચપળ નયન નિહાળોજી;
પાગે વીંછીયાં ઝણઝણે, ચહો દીગ મીટડી ઘાલે. હરિને.

ઉર સ્તન તે વિષે ભર્યા, મલપતી તે આવીજી;
વિસ્મે પામી ગોપીકા, કોણે નવ બોલાવી. હરિને.

વ્રજ વિનતાએ ચિંતવ્યું, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલી આવે છે, વિરહ વેદના ખોવા. હરિને.

સુંદરી સહુ સામુ જુએ, તે આવી નંદને ઘેરજી;
યશોદાજી વિસ્મે થયા, ન લહી એહની પેર. હરિને.

પારણા માંહે પોઢીઆ, સ્વામી જુગજીવનજી;
મળવાને આવી જાણી, મીચ્યા ત્યાં લોચન. હરિને.

પાવક ભસ્મે ઢાંકિયો, ત્યમ ગોપવ્યું તેજજી,
શ્યામાએ શ્યામજી તેડયા, અંતર અવળું મુખ હેજ હરિને.

પડીઆગે જેમ ખડ્ગ ઢાંકયું, ત્યમ બોલે મધુરી વાણીજી;
માતા તેને વારે નહિ, ઉત્તમ સ્ત્રી કો જાણી. હરિને.

જ્યમ જાણી દોરડી, સુતો લે ભુજંગજી;
તેમ તેણીએ કાળ આપણો, લીધો ત્યાં ઉછંગ. હરિને.

કહે એ નાનડીઓ નિરખતા, અતિશે લાગે મીઠોજી;
મેં તો કોટિક બાલક નિરખ્યા, પણ એવો નથી દીઠો. હરિને

દુર્મતિ સ્તન વિષથી ભરિયા, મુખમા મેલે નારજી;
બેઉ કર ભીડીને ધાવે, પીએ પ્રાણ મુરાર. હરિને.

મૂકો મૂકો મહાવજી, કરતી અતિ આક્રંદજી;
ચરણ પાણ ચહોદીશ નાખે, શબ્દ ગાત્ર મતિ મંદ. હરિને.

આંખ ફાટી રહી કેશ મોકળા, વિકલ થયાં સહુ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વી, પોઢી પર્વત માત્ર. હરિને.

ગાય વાછરૂ ચૂરણ કીધા, પડતા તેનો દેહજી;
શબ્દ દેશ મનગી વળી, અદ તારા ગણુ જેહ. હરિને.

શબ્દ સાંભળી તેહનો, આવ્યો સપરો સાથજી;
ઉર ઉપર રમતા દીઠા, ભાલણ પ્રભુ રઘુનાથ. હરિ

(૧૩)

આવ રે આવ ઉતાવળી, હરિ જોવાને જઈએ રે
મન ત્યાં પ્રેમે મેળીને, પછે નિર્ભય થઈએ રે

નંદતણો જે નાનડીઓ, મારે હૃદે વસીઓ રે
તે કોની નિન્દા નહિ કરે, જોવાનો છે રસીઓ રે

અમીએ ભરી એની આંખડી, અતિ છે અણીઆળી રે;
અધર જોઈએ એના નાનડા, જાણીએ પરવાળી રે.

સામું તે જુઓ સુંદરી, વહાલે તે મીટડી માંડી રે;
ચાંચ જાણે પોપટતણી, એની નાકની દાંડી રે.

એને મસ્તક મોળિયું રે, તે છે કમળને વાન રે;
પહોંરી છે તે ઝુલડી, મોતી ઝળકે કાન રે.

મન તે માદક મોહ્યું, મોરલીને નાદે રે;
ળી ધોળી ઓવાયના, હરિ ગરૂએ સાદે રે.

ને આડી લોબડી રે, કોટે મોતી માળ રે;
કે જિહ્‌વા શું કહું, એના અંગની ચાલ રે.

નેત્રો તે નગ નવ અજવ્યાં, નથી નયણે દીઠા રે,
નકાદિક સેવા કરે, એહનો રસ મીઠો રે.

મુ જોઈ નીરખતા, લાગે અતિ મીઠો રે;
રહાજને શું કર, એ સંસાર જુઠો રે.

ક જપે હું બીજું નહિ, મારૂ ચિત્ત તે બાંધ્યું રે;
ાનુમ જન્મ પામી બસે એવું, રત્ન અમુલિક લાધ્યું રે.

પ્રભુજીના ગુણ ગાતા, ગર્ભવાસથી ટળીએ રે;
ાલણ પ્રભુ રઘુનાથજી, અંતરગત મળીએ રે.

(૧૪)

નંદકુંવરનું મુખડું, જોતા શિખે નિરાંઉ;
નયન કમળનું અમૃત, પીતા પૂરણ કેમ થાઉં. નંદ.
વૃન્દાવનથી આવતા, જાણું હું સાથે જાઉં;
પ્રેમે કરી વહાલો પીએ, તો દુધ નહીં પાઉં. નંદ.

## ખુલાસો.

age 286.
ા પૃષ્ઠમા નંબર ૧૩ ના પદ આગળનું મથાળું ચુકથી છોડી
છે. એની આગળ

(b) The Divine Cowherd.

થાળું વાંચવું અને પદ ૧૩, ૧૪ અને ૧૫ ( પૃષ્ઠ ૨૮૭–૮ ) નાં
અનુક્રમે ૧, ૨, ૩ વાચવાં

.

l.

વાગે વાગે ઘુઘરી રે, જાણે હસ્તીનો નાદ;
પનહીક થાક્યા નીચે હેરણ, મંદ ગતિ આહ્લાદ. નાના
પહેરાવી પટરંગ પાટણી રે, રંગીત પટકા હાથ;
કેડે ખોસી છે વાંસળી રે, ચૌદ લોકનો નાથ. નાનાં
ઓવે ને આવી ગોવાલણી રે, ઘરઘરથી બહુ નાર;
આવો નયને નીરખીએ રે, જન્મ સફળ અવતાર. નાનાં.
કોએક કુસુમે વધાવતી રે, કોએક વધાવે લાજ;
કોએક મોતીડે માનુની રે, વધાવે મહારાજ નાનાં.
મળિયા તેવડ તેવડે રે, રંગે રમતા રીત;
ઘરથી ભ્રાતથી જે ગ્રહ્યા રે,વાત કરતા અતિ પ્રીત નાના.

આગે અગાસુર આવીઓ રે, તેનો કીધો નાશ,
બાળક વત્સ ઉગારિયા રે, તેજ કીધું પ્રકાશ  નાના.

કાલિંદીએ આવીઆ રે, નીર પાયું વત્સ,
બેસી કુંડી કરતા બાલ રે, ચરતા મૂક્યા વત્સ  નાના.

અન્યો અન્યે આણિયા રે, અન્નતણા ત્યાં પાત્ર;
મધ્યે માધવ બેઠા રે, સુંદર શ્યામળ ગાત્ર  નાના

હરજી દેખાડે ડોળીઆ રે, આ મીઠું દધી ભાત,
ચાખી ચખાડી મિત્રને રે, મોહન પ્રેમે આપે પાન.  નાના

એક કહે હરજી ચાખો મારૂં રે આ કેવું છે કલાન,
ભોગવ્યું પ્રાગે આદિનું રે, જે પુરુષોત્તમ ભગવાન. નાના

બ્રહ્માજી જોવા આવિઆ રે, વિસ્મે પામ્યા મન,
પારખું જોવાને કારણે રે, હર્યાં વાછરૂ વન  નાના

બહાર શોધવાને નિસર્યા રે, પોતે દીન દયાળ,
કરમાં લીધી કામળી રે એમ મૂક્યા બાળ.  નાના.

વિધિએ સાથી સર્વ હર્યાં રે, નાખીઆ માયા માંહ્ય,
હરજીએ આવી નીરખિયું, રે, મિત્ર ન દીઠા ત્યાંહે.  નાના.

મોહને મન વિમાસિયું રે, જાણી અજની પેર,
સાથી નર્મ કરાવિઆ રે, કપમ જાડુ એકેકો ઘેર  નાના

બાળક વત્સ રૂપે થયા રે, પોતે ગોવિન્દ,
ઘેર ઘેર પ્રીત અતિ વધી રે, માં બાપ આનંદ  નાના

ચતુરાનન ચાલી આવીઓ રે, વર્ષ થયું જ્યાં એક,
રંગે રંગ ત્યાં નીરખીઆ રે, આવે નહિ વિવેક  નાના.

જાણે તે સૂ આવિયા રે, પુનરપિ જોવા જાય,
હરિની માયે એ મોહીઆ રે, લીલા જોઈ વિસ્મે થાય  નાના.

બ્રહ્માજીને દેખાડિયું રે, એકેક ચતુર્ભુજ રૂપ,
ભાગ્યો ભર્મ તે મનતણો રે અંતર જાણ્યું ભૂપ.  નાના.

પગે લાગીને સ્તુતિ કરે રે, ઓળખ્યા નહિ મેં રામ;
એ અપરાધ ક્ષમા કરો રે, ભાલણ પ્રભુ શ્રી રામ  નાના

(૪)

...... કૃષ્ણ પ્રત્યે વચન.

જશોદાના જીવન મારે ઘેર આવો, જે માગો તે આપું,
ઇચ્છા જે જે હોયે તમને, ધરી આગળ થાપું. જશોદા.

જે દીઠે મોહ વધુસાડે, તેહેને ઘેર ન જઇએ;
લોક દેખતા રાવ કરે, તેણી વાતે હળુવા થઇએ. જશોદા.

પ્રીતતણું પાણીએ મીઠું, સ્નેહ વિના શું દુધ;
નયણા માંહી નેહ જણાવે, વચન કહુંછું શુધ. જશોદા

મન ઓળખે નહિ જે મુરખ, માન વિના શું મળવું,
મોહે મીઠું ને મનમાં મેલા, તેથી અળગા ટળવું. જશોદા.

મેં તો તમને સર્વે સોપ્યું, તજી લોકની લાજ;
ભાલણુ પ્રભુ રઘુનાથ કહુંછું, મત્પારથ જે આજ જશોદા.

(૫)

હાંબલી મેલો કાનજી રે, શું માગો છો નાથ,
મહીડું મથુરામાહે વેચવું રે, જાય છે સહીઅર સાથ કાન.

આણી વાટે કોઇએક આવશે રે, ફોકટ દેશે આળ,
કરશે નામ તે નંદનું રે, સાંભળશે ભૂપાળ કાન.

જન્મ તમારાથી અતિ ઘણી રે, મોટમ વાધી જેહ,
થોડે કાજે સાંભળશું રે, નિર્ગમશો શું તેહ કાન.

એવડી આળ ન કીજીએ રે, સુનું નથી આ વન,
લોક વહેવાર તે રાખવો રે, દોહિલું છે દુર્જન કાન

કહો તો મેલું માટલી રે, ઠાલી જાઉં ઘેર;
યશોદાજી આગળ કહું રે, જુઓ પુત્રની પેર કાન

મોટો મહિમા છે નંદનો રે, તેની રાખું લાજ,
કોડી એક આપું નહિ રે, તે નિશ્ચે જાણજો આજ કાન

રાખો સઘળી ગોવાલણી રે, સહુ મને ટપો દાણ
અથવા જાવા દો મુને રે, કંસરાયની આણ કાન

સાંભળશે તો અહીં આવશે રે, તાત મારો વૃખભાન;
નંદજીની જોડનો જેહ છે રે, વારુ દરી માન કાન

રસ રાખ્યાં પ્રીછ્યાં તો, સખી કો જાણે નહીં;
મનનો માને માહરૂં, તુંને જાવા દેઉં સહી.
ચતુર હોય તે એક ચિત્તે, બાંધી મુઠી એક ભરે;
બાલણું પ્રભુ રઘુનાથજી, એમ પ્રીત રીતે ઉચ્ચરે.

(૭)

નારી નયણુ નચાવે, અંતર ભય નવ આવે;
મરમે કહે મૃગ નયની, પ્રેમે વદે પિક વયણી.

પિક વયણે પ્રેમે વદે, વેગળા રહે ગોવાળીઆ;
કંસ સરખાને દાણુ ન આપું, અમો નહિ તે બાળિઆ.
જાણું છું તું જેહ વાસ્છા, વાત તારી મેં લહી;
વડાઈ શી કરો છો, પોતાની જીભ્યાએ કહી.
ગાય ચારે નંદની, તુંને દાણી કોણે કર્યો;
ચોરીને દહીં દૂધ પીતા, પગાણે તું ઉછર્યો.
માગવું તો માનસું રે, ગર્વ ઘેલો આણવો;
અલુઆઇ શી કરો છો, કંસ રાજા જાણવો.
તમો ચતુરાઈ કરો છો સખી, જુઓ ત્યા અતિ ઘણી;
તમારાથી એક વિદ્યા, આજ હું અધિકી ભણી.
બીહવો તે બીજાને જે, ભોળા હોયે ભામિની;
તું થકી હું અધિક છુ રે, કુટિલ વિદ્યા કામિની.
બીહેં તે તો બળે આપે, મારે બીક છે કશી;
બાલણ પ્રભુ રઘુનાથને કહે, પ્રીત રીતે મન વસી.

(૮)

હરજી કહે એમ વાણી, જેવી છે તેવી જાણી;
વચન કહું છું છેલ્લુ, વિણ લીધે નહિ મેલું.

લીધા વિણ મેલુ નહિ, આપ તાણે આવશે;
ગાળુ છે જે બળ કરીને, મુજ આગળ મુકાવશે.
દૂધ દહીં નવનીત ઉત્તમ, ગોપિકા આપે બહુ;
આરોગે ગોવાળિયા તે, ગોકુળમાં જાણે સહુ.

પિયુ તારો શું કરશે, લાગતું લેઉં અહીં;
પાસે પુછો પ્રેમદાને, આપ્યા વિણ જાએ નહીં.

ઘણા દિન થયા ભાગી જાતી, આજ મુજ મીટ પડી;
સઘળા દિનનું વાળી લેઉં, જત્ન કરતા જો જડી.

શ્રમ શું મુજ ફોક થાશે, દિવસ પ્રત્યે જે કરું;
આણી વાટે ઉતરો તો, મન આવે તે હરું.

રાવ કરી જઇ કંસ આગળ, શું કરશે તે મુને;
સહી કરીને જાણ જોજે, જવા નહિ દઉં તુને.

સંદેશેસું તમો થોડું, આપી જાઓ રીતસું;
ભાલણ પ્રભુ રઘુનાથજી, કહે હાર્યે મ્હારે પ્રીતસું

(૯)

બીજી સખી કહે લાગો, આપો ને ચરણે લાગો;
ભાઇ બોલ પ્રભુનો થાપો, થોડું ઘણું કાંઇ આપો.

થોડુસું રસ કરી આપો, નંદકુંવર લાડિલો;
કેટલું એક કહાન પીશે, ભરી મહિ લ્યો વાડિલો.

માતા રીસ નહિ કરે, અમો ચાખ દઇને થાપશું;
એમ કહેતા કોપશે તો, અમો બમણું આપશું.

હઠ કરે છે કૃષ્ણજી તો, વચન એનું પાળીએ;
શ્યામ સુંદર પ્રાણ માગે, તોહે બોલ ન વાળીએ.

રાધા કહે હું તે નહિ જે, હઠ ચઢે આપું રતી;
સાર અબલા શા કરો છો, પ્યારી થાવા સતી.

માગ બાપને ઘેર ઘણા જાગક, આવી પય પીએ સદા;
કરગરીને કૃષ્ણ માગે તો, હું પય આપું મુદા.

બીહે તે નો બજે આપે, મારે બીક છે કશી;
વિનય કરીને પ્રારથે તો, દુધ દઉં પાઉં હસી.

પ્રીતે કોટિક કામ થાયે, મન જો માને ખરું;
ભાલણ પ્રભુ રઘુનાથજી, એક ચિત્તે અનુસરું.

(૧૦)

ભેદ સખી કહે ભાગો, યાચક થઈ હરિ માગો;
તો એ આપશે નારી, છુટે જગી ભગણી ભારી

હઠ ભરાણી ભામિનિ એ, આટી આવી નવ ટળે,
બીજાંની ને એહની કહો, વાત સરખી કયમ મળે,

વૃખભાન કુંવરી લાડકી, એ રુપ યૌવન ભરી;
માન એનું ગખીએ, કૃષ્ણજી માગો કરગરી

શ્યામ સુંદર હસ્યા ત્યારે, વચન શ્યામાના સુણી;
કેશવજીએ કર જોડીઆ, ને પ્રીત વાધી અતિ ઘણી

આજ્ઞાકારી હુ તહારો તું, જ્યમ ગમે ત્યમ રહું,
જાચવાનુ શુ ગજુ, મન માને તે હુ કરૂ

યાચક જાણો તાહરો, સંદેહ સઘળો મેં હર્યો
સ્નેહ સાચો જાણજો, અવતાર આણે અવતર્યો

સ્નેહ જાણી પ્રેમ આણી, પાણીએ પાયુ પ્રયું;
મનનુ જલ માનુની તે, દૂધથી અધિકુ લહ્યુ.

એણીપેર થયા એક ગમે, ચિત્ત એહુ અનુભવ્યુ;
ભાલણ પ્રભુ રઘુનાથસુ, જયમ રત્ન કુંદનસુ મળ્યુ

(૧૧)

સજની ત્યાંહા મુને લઇ ચાલ જ્યા જગજીવન નંદજીનો લાલ,
વહાલો વેણુ વાય રસાળ, ત્યા હુ જઇ રહું રે

હરિ વિણુ આતૂર મારુ અંગ, કહીએ દેખીશ રૂપ ત્રિભંગ;
મને સામળીઆનો સંગ, રહી શકુ નહિ રે.

હરી વિના આતૂર ચંદ ચકોર, જેમ ચકવીને હરનિશ ભોર,
તેમ મને વહાલા નંદકિશોર, હરિ વિણુ હું મુઇ રે

જો હું દેખુ દેવ મોરારી, તો હરિને રાખુ હૈડાપર વારી,
વારુ તન મનથી ઓવારી, અળગિ રહુ નહિ રે

પ્રભુ મને શાને શાકી હાથ, હવે કા વિસારો નાથ,
પ્રેમે તેડો મને સાથ, ક્ષણ જુગ થઇ રહી રે

સખી મેં હવે મેલ્યુ માન, કો દેખાડે મુને કહાન,
એટલું દીજે જીવનદાન, તો હું સાચી સહી રે.

ઇતી કહે સુંદીરશ્યામ, પ્રેમદાને ઉપજ્યો કામ;
પ્રભુ વૃંદાવન છે આમ, ત્યાહા રાધા ગઇ રે

હરી ત્યાહા રંગે રમીવા રાસ, પ્રેમદાના મનની પહોતી આશ,
ગુણ ગાય બાલમુદાસ, પણ ન શકે કહી રે

(૧૨)

શ્રાવણ આવ્યો જો રે સજની, શું કીજે નવ જાએ રજની;
શ્યામ સુંદીર તો ન આવ્યા રે માઇ, તપર સાથે શી રે સગાઇ.

તેહેને ત્યાં તો ઘણીએ સગશે, હૈડું અમારુ વિરહે બળશે;
બપૈયો પીયુ પીયુ પોકારે, મનમથ મારે બાણે મારે

વીજલડી તણો ચમકારો, મહારા મનડાને અંગારો,
કોઇ નહિ જે એને વારે, કાય મારી અમૃત ઠારે.

મોર બોલે છે બહુ એ પાપી, સઘળે મળીને હુંને સતાપી;
વેલ કેવડા જાઈ જૂઇ, ફૂલતણી ગંધે હું મૂઇ.

સઘળા વહાલા તો લાગે, રમાણુય રમતા ત્યાં આગે,
વૃંદાવનમાહિ હરી સાથે, ફૂલ વીણીએ વળગી હાથે

હરજી હાર ગુંથી પહેરાવે, તો મુજ મોર નાચતો ભાવે,
ફાગ લાગે કાયા કાંપે, સુંદીર વર હૃદયાશું ચાંપે

વિરહિણીને બાળે તે વળતું, જેમ્યાનું નવ દીસે બળતું,
વરસાવો વહાલો ત્યાં તેને, વશ હોવે મન માને જેને

કહા કો જે નંદસુતને લાવો, મહારા હૈડેનો તાપ નમાવો,
અથવા મારા ચિત્તને વાળો, પીતામ્બર શું પ્રીતજ ટાળો.

તેણે કરી હું ઘણું વિગુતી, એ કો દિન સુખે નવ સુતી,
એ વિરહે મરવુ તો વારુ, આશા જુગી આગ્યા નારુ

ત્યાં તો ચાલી નવ જવાશે, એવા નિર્લજ કયેમ થવાશે;
બાલમુ પ્રભુ રાખે કે ન ગમે, જેને ચાહતુ સર્વ પામે.

(૧૩)

ગોપી વચનઃ—

વાસલડી વાઇને એણે ભોળવ્યા રે, તેડી મુને વંદ્રાવન મોઝાર હો;
નયનના ચાળા કીધા મુને અતિ ઘણા રે, મનડું મારું ન રહ્યું તેણે ઠાર હો. વાસ.

વાસલડી ચતુરાઇ દેખીને હું તો ઘેલી થઇ રે, વશ થતા ક્ષણુ ન લાગી વાર હો;
તન મન સજની એને સાપિયુ રે, પટતરો કાંઇ રહ્યો નહિ લગાર હો. વાસ

સતીપણું રહે જાણુ એના રૂપમા રે, ન જાણીહે તે કાંઇ થયો વિકાર હો,
લજ્જા તે કુલતણી ક્હીં ગઇ રે, પાપ પૂણ્યનો વિસાર્યો વિચાર હો વાસ

જાણુ જે મેં આજ યુગ જીતીયુ રે, મીત્ર થયો મારે નંદકુમાર હો;
એહવારે બીજા કોએ નહિ રે, ન જાણીએ કે મનમથનો અવતાર હો. વાસ

હરખ હૈડામાંહે માતો નથી રે, ઉલટીને કાંઇ આવે છે બહાર હો,
છાની તે વાત ત્યા મનતણી રે, તે તું આગળ ક્હી મેં વિસ્તાર હો. વાસ

હરજી મારે વશ હશે સર્વદા રે, માનુષ દેહનુ ફળ પામી સંસાર હો.
જનનો વહાલો એ મળ્યો છે રે, ભાલણુ પ્રભુ જે વૈદેહી ભરથાર હો. વાસ.

(૧૪)

મોરલી વાય છે વૃન્દાવનમા શ્રીગોપાળ, મોરલી સાભળવા જઇએ

ગૌ તૃણુ ચરતી રહી, સાભળે માડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યા વૈમાન મોરલી.

મૃગલા મીટ માંડી રહ્યા, વૃક્ષ તણા ન હાલે પાન,
મોરલી રાગ રંગે સાભળીને, યોગેશ્વર મૂકયા ધ્યાન મોરલી

ગુણીજન લઇ શકે નહીં, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી, વિધાતાએ મૂકયા માન મોરલી

યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણુના મોહી રહ્યા, સાભળી સુદીર ગાન મોરલી

અમર ને સુર નારીના છૂટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ઘેર્યા માડી, ન હાલે ચાલે જેહ. મોરલી.

મ તો રહ્યું જાય નહિ, કામ બાણુના વાગ્યા પ્રહાર,
મન તો ચોર્યું મહાવજીએ, વિસર્યા ઘર વ્યાપાર મોરલી.

નયણે જઈને નિરખીઓ, સાંભળીઓ સુંદીર સાદ;
નટવરજીનુ લટકુ દેખી, મૂકી કુળ મરજાદ. મોરલી
લોક લાજ મેં પરહરી, સોંપ્યુ રે શરીર;
મોરલી પરવશ થયો આતમા, ગયો તે ન રહે ધીર મોરલી.
એ માગે હૈડે વસ્યો, રહ્યો દિન ને રાત;
ભાલણ પ્રભુ રઘુનાથજી, અંતરગત મળીઓ સાથ. મોરલી

(૧૫)

**સખી વચન:-**

ઘેલી થઇ તું કામિની, તું શા માટે રીસાવીજી;
ઘર સજ્જનની લજ્જા લોપી, જે ને કાજે આવી—હઠ નવ કીજેજી. ટેક.

ચતુરપણું ભલુ તાહરૂ, જેણે નંદકુંવર વશ કીધોજી;
લહાવો મનુષ્યા દેહતણો, તે સઘળો તેં લીધો હઠ

ધણી વશ છે એહુને, પણ એ વશ નહિ કોયજી;
તે તારે ચરણે લાગે છે, અતર આણી નેહ હઠ

એ શું રુસણુડાં કરી પછિ, ગોઠડિ કોણશુ કરશોજી,
હૈડું વિરહે દાઝે છે, ઝૂરી ઝૂરીને મરશો હઠ

એવો બીજો કો નથી, જે તાપ તનનો હરશોજી;
તુંને રીસાવી જાણીને પેલા, દુરીજનના મન ઠરશે. હઠ

માને તો થોડુ ભલુ, ને ઘણું કીધે સુખ જાયજી;
એ વિના આનંદ ઉપજે, એહવો નથી ઉપાય. હઠ

સાચુ કહું છુ સુંદરી, અતિ તાણે તો ત્રૂટેજી;
હાર તણી જે ગાંઠડી, તે છેદી નવ છૂટે હઠ.

સામુ જોઇ કો શું કરશો, નયનતણા તો ચાળાજી,
તેશુ મન માન્યુ નહિ, જેની કોટે માળા હઠ

વહાલાશુ વઢીએ નહિ, સાચી એ ચતુરાઇજી;
જેને તન મન આપ્યુ, તેશુ શી ઠગાઇ હઠ

ચાર દહાડા યૌવનના, તે કાલ વહીને જાશેજી;
હસવું રમવુ નહિ ગમે, જરા જ્યારે થાશે હઠ.

તે કાયા શું કીજીએ, હરજીથી રહે અળગીજી;
નિમિષ માત્ર નહિ મેલીએ, જે પ્રીતિ ધરથી વળગી. ૯૬.

જેને વશ સસાર સઘળો, તે તું જ આગળ નાચેજી;
વેદ વાણીએ જે રીઝે નહિ, તે તારી ગાળે રાચે. ૯૬.

સ્વપ્ન માહી પામે નહિ, શુકજી સંરખો જોગીજી,
તે તારી પ્રીતે થાય છે, આણે જન્મે ભોગી. ૯૬.

પૂર્વજન્મ પ્રતાપથી, પુન્ય કરીને પામીજી;
ભાલણ પ્રભુ રઘુનાથ એવો, કેમ થયો છે કામી ૯૬.

(૧૬)

સખી વચન·

સામુ જો રે સુંદરી વીજળી ઝબુકે, મેઘ અંધારી આવીઉં હલુએ ઘુકે.
રીસાવ્યા રહિએ નહિ વહાલાશુ ઘહિલી, શાને કીધી એવડી પ્રીતજ પહેલી.
રીસાવીએ નહિ પપૈઓ ગાજી પોકારે, માન કરે જે મિત્ર શુ તે આીને વારે.
ઘણા દિવસના રુપણા શ્રાવણમા ભાજે, હૈડુ ફાટે વિરહણી જ્યારે ઘન ગાજે.
મનમથ વીંધી માનુની કેવડાને કાટે, આણે દાડે કેમ ચાલશે વહાલા શુ આટે
મોર કરે ટહુકડા મેઘ કહે છે માજી, પરાણે જપ પીયુને મળે માનુની મદમાતી.
કદાચ પરાણે વિસરે મન વારી રાખે, એક ઘડી ચાલે નહિ મન માતા પાખે.
કહ્યુ માન રે કામિની જાય છે રજનિ, ગયો અવસર આવે નહિ સુખનો તો સજનિ.
સેજ રચી છે ફુલની ત્યા સુદર શ્યામે, તારે કાજે ઓ કામિની ભાલણ પ્રભુ રામે.

(૧૭)

કૃષ્ણપ્રત્યે રાધા વચન:

મારા સમ જો માધવ જો જો, મુજને હાથ અરાડો રે;
જેવા છો તેવા ઓળખ્યા, ફોકટ ભોમે પાડો રે.

વહાલા વેગળા રહો, આળ ન કીજે આજ; વહાલા ટેક

પહેલે હું ભોળી થઇ, વચને હું વહવાણી રે;
જે જે મીઠા બોલ કહ્યા તે, સાચી માની વાણી રે. વહાલા

અળગા રહી ને કરો વાતડી, અળગા રહી સાભળીએ રે;
પટતરાની પ્રીત છે હવે, નયણે નયણા મળીએ રે. વહાલા.

સમ દઇને અતિ ઘણા સખી મૂજને લાવી રે;
સુંદીર વર એમ જાણુજી, મુખડું જોવા આવી રે. વહાલા.
કંઇ વાંક અમારો છે નહિ, બોલ અમારો દાખો રે;
હું માગું છું મુજ સાથે, મીટ સગાઇ રાખો રે. વહાલા.
અનુકુલ હતા તે શઠ થયા, મેં વાત તમારી જાણી રે;
ભાલણ . પ્રભુ રઘુનાથજી, એશું દેહડી પલટાણી રે. વહાલા.

(૧૮)*

કહે રે મુને કામિની, તું કયાંહાં સાસ ભરાણીજી;
પરશેવો એમ કયાંહ વળ્યો, તારી ભમર બેહુ ભીંજાણી, સાચું બોલોજી.
રાધા કહે ભૂલી પડી, વાટ મેં નવ જાણીજી;
વનમા બહેની એકલી, અતિસે ત્યાં ઊગાણી, સાંભળ સજનીજી.
આજ વેણી ગુંથી હુતી તે, છુટી કેમ વિખરાણીજી;
ઉતાવળ એવડી કેહે શી, જુડી નવ બંધાણી. સાચું.
ભમરો આવીને બેઠો, ઉરાડતાં શીર છુટયુંજી;
જતન કરીને બાંધતાં, વચેથી નાડું ત્રુટયુંજી. સાંભળ.
અતલસની ચોળી નવી સીવડાવી, સહીઅરે વખાણીજી;
તે ચોળીની કસ કયાં તૂટી, આવડી કયાં ચોળાણી. સાચું.
મહારું હૈયું આવ્યું દુઃખવા, વાય કરીને કાંપ્યુંજી;
પીડ ટાળવાને મેં ચોળ્યું, કરે કરીને ચાંપ્યું. સાંભળ.
ફુલ આવડાં કહાંથકાં, મારગ કોણે આપ્યાંજી;
એવો રસીઓ કોણ મળ્યો, જેણે પ્રીત સહીત કરી થાપ્યાં. સાચું.
વાડીથી ઘેર આવતાં, મુહુને મળીઓ ત્યાં વનમાલીજી;
સમ દેઇ તેણે આપ્યાં, વાચા તેની પાળી. સાંભળ.
મુખ તંબોલ દાસે ઘણો, લાગ્યો છે લોચનજી;
મુખ સરખુ અતિ ભાસે છે, દીધું છે ચુબન. સાચું.

* Compare the same theme treated by Narasimha Mehta (pp.--ff above). See Modi, *Bhâlan*, pp. 113 ff. This is the best known of Bhâlan's songs. A similar song is also written by Dayârâm.

નીસરતાં માતાએ મુજને, થીડી લઇ ખવરાવીજી;
તંમોલ લઇને આખ ચાંપ્યો, ખરખર વાને આવી. સાંભળ.

હાર હૈયે ઉઠયો છે, કોમળ તારૂં તનજી;
જાણીએ છીએ જે વહાલો મળીઓ, દીધું છે આલિંગન. સાચું.

સ્ફટીક મણિની માળા હુતી, દીઠી તે મેં લીધીજી;
શીતળ જાણી હૃદયા ચાપી, તત્ક્ષણ નાખી દીધી. સાંભળ

અધર ડંક આ ક્યાં બેઠા છે, શરીરે નખ લાગ્યાંજી;
તરૂણી તારા તનમા, કામ બાણુ શાં વાગ્યા સાચું.

પોપટ અતિસે મીઠુ બોલતો, દીઠો ને મેં ઝાલ્યોજી;
અધર ડંક નખ દેઇ વછુટયો, તત્ક્ષણ નાશી ચાલ્યો સાંભળ

કસ્તુરી એ કયાહા આડી, પરિમળ અતિ ગંધાયેજી;
મેં કહીંએ દીઠો નથી, એવો આવે વાય સાચું.

શલાએ મૃગ બેઠો હશે, હું તાંહા જઇને બેઠીજી,
પ્રસ્વેદ થકી તે વાસના, મારા તનમા પેઠી. સાભળ.

ચરણો અવળો કિમ પહેરયો છે, જીમ તીમ વીંટી ફાલીજી;
સ્વસ્થ થઇને સુંદરી, વસ્ત્ર પહેરે વાલી. સાચું

સાદ સહીઅરે કર્યો, ઉતાવળા અત્ય કરીજી;
જીમ તીમ વીંટી નીસરી, હવે પહેરશુ ફેરી સાભળ

પાછળ શામાટે પડીને, ગઇ તું હુતી વહેલીજી;
સાથ અમારો મહેલીને, ગઇ હુતી ત્યા પહેલી. સાચું

વનમાંહે ભુલી પડી, બેઠી એક ઠારજી;
જાણું પકડી પાડશુ તમને, તેણુ લાગી વાર સાભળ.

શ્યામ સુંદીર તમને મળ્યો, એવી દીસે સજાયજી;
ઉત્તર જે તું આપાછા, જાણો તુજ ચતુરાઇ સાચુ

જેણી વારે હરિ હોયે, તેણી વારે નહિ જાવુજી;
આજ જો હરિ દીઠા હોય તો, કહો તેના સમ ખાઉં સાભળ.

સમ તો તેને સુખડી, જે ચાલે વ્યાભીચારજી;
સાચુ તે કયાહાથી બોલે, જેને મળીઓ યાર સાચું

જે જેવુ હોય તે તેવુ જાણે, મારે નહિ કાંઇ છાનુંજી,
પોતાનુ જુઠું કરો તે, પરણ્યુ સાચુ માનુ સાબળ.

એ કામ ત્યાહા એહવુ છે જે, કોઇએ ન બોને સાચુજી,
હૈડા માહે જાણું છુ, પણ તહારે બોને રાચુ સાચુ.

તેમ મહારે એવો છે જે, પર પુરુષ બાઇ બાપજી
ભાલણ પ્રભુ રઘુનાથજીને નામે જાવે પાપ સાભળ

(૧૮)

કહો રે મુને કામિની, તુ કપાહા શીખી ચતુરાઇજી,
આહીરડા માહે ઉછરી, તુ ગોપનણી છે બાઇ, સાચુ બોલજી

કવિ ગોકુળમા કો નવી, તો કોણે તુને ભણાવીજી,
કામશાસ્ત્રની કળા એવડી, તુજમા કહાથી આવી સાચુ

ગજહસ દીઠા નથી, તો ચાલ કહેની લીધીજી,
વ્યગ બોલવુ આવડુ, એ મત્ત કોણે દીધી માચુ

હાવભાવ કયાથી શીખ્યા છે, આખડલીના ચાળાજી,
કામી નરને બાધવા, હીરતણા જાણે ગાળા સાચુ

ઉત્કહા મનમા ધરીને, ધરવુ અતિ અભીમાનજી,
સકેતે ચાલીને જાવુ અને પીછવી સાન સાચુ

વહાલા વેરી જાગવવાને, મરમે ઉત્તર દેવોજી,
સમો જોઇને સરખો, વેષ પાલટી રહેવો સાચુ

સહૂશુ મીઠુ બોલવુ, ને રાખવુ સૌનુ મનજી,
જુદા તે સાચાથી રૂડા, કાહા શિખ્યા વચન સાચુ

મુગ્ધ બેની ભાવના, તે કોણુ કનેથી આણીજી,
થોડી વયમા કયાથી શિખી, વાંકી મીઠી વાણી સાચુ

સોળ વેદના પરીવારની, મર્યાદા કેમ લોપાણીજી
બુદ્ધિ બની બાઇ તહારી, જે કહે છે મુખનું પાણી સાચુ

જેણે વદલો વશ કીધો, ચિત્તડુ તેણે હરિયુજી,
જે રિષ મુનને શીખવો, જે તેં કામણ કરિયુ સાચુ

સઘળી એ શ્યામા રહી ને, નંદકુંવર તાહરોજી;
વચન કહીને ટાળીએ, સંદેહ મનનો મહારો. સાચુ.

હાસ્ય કરીને કહે મૃગનયની, સત્ય વચન હું ભાખુ;
તું મન માની માહરે તો, ગોપ્ય કાંઇ નવ રાખુ; સાભળ સુંદરીજી.

તેં પ્રેમ કરીને પ્રીછિયું તો, વાત કરુ તમ સારુજી,
અંતર બેઠો શીખવે છે, મનમથ જે અપ્યારુ સાભળ.

યૌવન ને પગની ચપળતા, લઇ મહેલી લોચનજી;
કટી કીધી અતિ પાતળી, ઉર કર્યાં અતિ ઘન સાભળ.

એ બેહુ જાણે મળીને, શીખામણ દીધી મુજનેજી;
લજ્જા એણે લોપાવી, સત્ય કહું છું તુજને સાભળ.

વય પલટાણી જેટલે, મેં દીઠા સુદીર શ્યામજી;
ત્યારે મેં મનમા જાણ્યુ, જેવારે પ્રગટ્યો કામ. સાભળ.

મર્યાદા તેહની કીધી, તે તેણે લોપાવીજી;
લોક વેદ સહુએ હવા સર્યા, એ વાત મન ભાવી સાભળ.

સર્વસ્વ જેહને સોપીએ, તે વશ મન થાએજી;
આત્મા સ્મરપણ ઉદ્દેશ, બીજે નથી ઉપાયે. સાભળ

હું એહની થઇ રહીછુ, જાણીએ કે વેચાણીજી;
ફરી આડો થાએ નહિ, જેહમા પડીયુ પાણી સાભળ.

આણે ભવે એ મહારે, બીજો નથી કો સ્વામીજી;
મન ગમે તેહવા થાઓ, ભાલણ પ્રભુ ગિરનામી. સાભળ.

(૨૦)

ઘર થકી વહાલી કરુ વાત પેલા દિનનીજી;
જેણે પ્રકારે હું થઇ, દાસી જગજીવનની;
. સુખ પામી ઘણુ નદકુવરને સાથ. ટેક.

ભુલી વદ્રાવનમા ગઇ, જ્યાહા એકલા કુંજવિહારીજી,
સુદીર વરે સમ ખાઇને, મટકી મુજ ઉતારી સુખ.

નદજીના સમ જો તમ સાથે, કાંઇ કરુ આલિજી;
દુધ દહીં તહારુ નહીં પીઉં, એ મેંદેહ મનથી ટાળી. સુખ

વિનય કરીને બેસારી, માહરા હૈડા માંહે પેઠાજી;
જાંધા પગ ઘાલીને આગળ, પ્રીત કરીને બેઠા. સુખ.

કર ઝાલીને વળતી મુજને, માયામાંહે પાડીજી;
આ અતિ કોમળ આંગળી, કહી ટાચકા વજાડી. સુખ

શું વખાણું સુંદરી, પહોચો ગોરો તહારોજી;
ત્રાજુડા ન પડાવશો, ભાવ મનનો મહારો. સુખ

એક ચુમણી એક ગાલે છે, એણે બેહુ સરસેજી;
જે કો નયણે નિરખશે, તે પાસા માહે પડશે. સુખ

મેલી પગની આગળી, પછે ચરણે ઘાલ્યો હાથજી;
મેં તવ પાણુ સાહીઆ, તમો અમારે નાથ સુખ

પગ રહુ હું પદ્મનીજે, ખોડ ખાલા ગારજી;
પછે તહમો પધારજે, ક્ષણું નહિ લાગે વાર. સુખ

એહવું કહીને ચરણ તલાશે, મુખ સામું નીહાળેજી;
જાણીએ કોએ દેવતા, તે નયન નીમેષ ન વાલે સુખ.

હાર જુએ ને ઉર ઉઘાડે, ગલગલીઆં કરે પ્રીતેજી;
ગાલે ત્યાં ચુબન કરે, રમતિ તણી રસરીતે. સુખ.

વેસરનું મોતી જોવાને, હાથ ફેરવે ગાલેજી;
વાટ જોઇ મેં અતિ ઘણી, કામિની તારી કાલે. સુખ.

સાસુ જોઅંતાં માહરી, ચોળીતણી કસ તૂટીજી;
કાયા ત્યાંહા વિન્હળ થઇ, કટિથી ફાલી છૂટી. સુખ.

રોમાચિત ત્યા હું થઇને, ધ્રુજે મહારો દેહજી;
વળી વળી કહે શા માટે, મુજ શું આણ્યો નેહ. સુખ.

સાચુ કહું છું સુંદરી, આણો મન વિશ્વાસજી;
મોટીમતા મેં પરહરી, હું છું તહારો દાસ. સુખ.

મેં કર્યું તે તમો કરીને, વેર શું હવે વાળોજી;
એ અપરાધ ક્ષમા કરો, જે મેં કીધો ચાળો. સુખ.

ખિસના ખિસનાં ફુલતણી, સેજ ઉપર બેસારીજી;
મુખ માહે બીડી મેહેલી, લવગ એલચી સારી. સુખ.

ચાવતાં અધર ડસી, કાયા મ્હારી કંપેજી;
ના ના મા મા રહો અળગા, કહેતા હૃદયા સાથે ચંપે. સુખ.
પછે વાત હું શી કહું, મેં લાજે નવ કહેવાયજી;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, તત્ક્ષણ સોંપી કાય. સુખ.

(૨૧)

મથુરામાં એક આહીરડી, મહી વેચવા આવીજી;
દેવકીએ તે નયણે દીઠી, પ્રેમ કરી બોલાવી;
આવો ગોવાળણી, દુધ દહીં આજ આલો ગોવાલણી. ટેક.
મટકી ઉતારી માથથી, આપ્યું ત્યાં આસનજી;
કુશળ પુછવા કુંવરનું તેમને કહે વચન. આવો.
નંદરાયજી શું કરે છે, તેહને શું સંતાનજી,
કહેવાં છે તેનાં કામિની, સુખતણું નીધાન. આવો.
સંતતિ વિણુ જીવવું કશું, મનુષ્યનો અવતારજી;
અમ સરખુ કોને ન હશો, વેરીડાને સંસાર. આવો.
વ્રજમાં રીદ્ધિ કેવી છે, કેવા સુખીઆ લોકજી;
જાણું ને જીવે નહિ તેનો, ક્ષણું ક્ષણું શો શોક. આવો.
વળતી સનમુખ થઇને શ્યામા, અમૃત વાણી બોલીજી;
નંદજીને એક કુંવર છે, એનો ચૌદ ભુવન નહિ તોલી–
સાંભળો માતા દેવકી.
ગોરાને શું પુછીએ, વર જો છે સામળીઓજી;
બ્રહ્મા હર ઇંદ્રાદિક આવે તોયે ન જાએ કળીઓ. સાંભ.
બહુ સોહે અમૃત ભરી, આંખડલી અણીઆળીજી;
કીકી અતિ જોતાં હસે, અધરજશ પરવારી. સાંભ.
નહાનો પણ પ્રાક્રમે મોટો, જેણે દમીઓ કાલીજી;
ગોવરધન ગિરી અંગુલિ ધરે, ઇંદ્રતણો ભય ટાલી. સાંભ.
જશોદાજી હુલામણે, તેનું નામ કહે છે કહાનજી;
કૃષ્ણ દામોદર કો કહે કેશવ, ગિરધર કો ભગવાન. સાંભ.
વૃંદાવન માહે રહે તે, લે છે મહીનું દાણજી;
હા ના તેને કોણ કહે જે, સોપ્યાં તન મન પ્રાણ સાંભ.

કસ મોએ બીહે નહિ, જદપી છે તે બાળજી,
ઓગમ જોતા મનતણી, જાણીએ કાળનો કાળ    સાભ

વનમાહે વાસનડી વાએ, અમૃતપે અતિ મીઠીજી,
એહને વશ આવે નહિ તેવી, સતી કો ન દીઠી    સાભ

નર એવો કો હવો નથી, નથી ત્રીનોકની માયેજી,
જેણે એને દીઠો નહિ, તેના નયણા એળે જાયે    સાભ

ધીક એ મધુપુરના વાગી, જેનું મુખ નવ નિહાળેજી,
કરણાનિધ કટાક્ષ કરીને, ભવન પાતિક ટાળે    સાભ.

ગુણનો પાર આવે નહિ તો, કેટલુંએક વખાણુંજી,
ક્ષણ એક અળગા થઇએ નહિ, હું એવુ મનમા જાણુ    સાભ

વાત સાભળી સૂતતણી, નયણે તે ચાલ્યા નીરજી,
આહીરડી તે એમ કહી, થઇ રોમાચિત શરીર    આવો ગોવાલણી

ધન તે માત જશોમતી, જેણીએ ધવરાવ્યોજી,
પુન્ય પોતે વ્રજવાતીનું, જ્યાહા એ રમવા આવ્યો    આવો

વાત રહેવા દો એ તણી, કસરાય સાંભળશેજી,
વેર એ શુ આણે છે, તે હૈડા માંહે બળશે    આવો

શુ આપુ બાઈ તુને, કહી મનોહર વાતજી,
જેહને એવો દીકરો, તે ધન માત ને તાત    આવો

જા બાઇ તું મદીર તારે, ધન્ય જીવ્યુ જે જોશોજી,
કોટી જન્મના કીધા કલ્મષ, દરશન કરતા ધોશો.    આવો

મારે એવુ પુણ્ય કહાથી, જે હું તેને દેખુજી,
મન મનોરથ અતિ ઘણા, કરતા નાવે લેખુ    આવો

સતોષી શ્યામા વળી, ચાલી નીજ વ્યાપારજી,
જાતા વળતા આવજો પુનરપી આણે દ્વાર    આવો

માતા આનંદ પામીઆં, સાભળતા ગુણગાનજી,
ભાલણ જન એ જાનકીને, કથા કહી હનુમાન    આવો

(૨૨)

ાત દિવસ હું ટળવળુ, પણ સ્વપ્નમાહે નવ દેખુજી
ાક જીવવાએ શુ કહું. તે દુખ તણું તો લેખુ '

આંગણુડે ઉભી રહું; જાણું આણી વાટે આવેછ.
નયન કટાક્ષે નીહાળતા તનનો તાપ સમાવેછ.
મોહન મુખના મરકલડા મંમારી મંમાઈજી;
જોવા જીવ તપે ઘણું, પણ સ્વજન રાખે વારી.

* * * *

ગૌ દોહતાં એમ જાણું, આ દૂધ હરિને પાઉંછ.
વળી વિમાસણુ એમ કરૂં, કયમ દુર્જન માંહે સમાઉં ?

* * * *

લાજે કહી શકુ નહિ, બેનડી તુજને કાંઇજી;
એક વાર જાણું ઓચિંતી, સુંદર વર દે સાઇ.
મનમાં ઇચ્છા અતિ ઘણી, કહું નહિ પ્રકાશીજી;
વિધાતાએ શે નવ સરજી, નન્દના ઘરની દાસી.
આશા કીજે અતિ ઘણી, પણ દૈવતણે વશ પ્રાણીજી;
એવું વાહાલું કો નથી, જે હરીને આપે આણી.

(c) The departure of Krishna from Vraj

(૧)

આજ મારે ઘેર આવો રે, મારા લાડકડા કુંઅર !
તાત કહી બોલાવો રે, શામળીઆ સુંદર !
માતા ! એમ ન કીજીએ હો ! મારા લાડકડા કુંઅર !
તું વિના કઇ પેર રહીએ હો ! શામળીઆ સુંદર !

* * * *

ટળી વ્રજના ઝુપડા, મઢાવું રે અવાસ;
સાત ભૂમિના માળીઆ, જાણીએ શુ કૈલાસ !
તારા સમ જો મોકલું, કહીએ ચારવા ગાય;
ગો દોહવાનુ નહિ કહે, તુજને તારી માય.

હળધર રહે તો અહિં રહે, તમે મ દેશો છેહ;
તમ સાથે છે અતિ ઘણો, વ્રજ વાસીને નેહ.

* * * *

માત પિતા કયમ ટળે, જેથી ઉપન્યુ અંગ?
ફાટે પણ ફીટે નહિ, ચોલ તણો જ્યમ રંગ.
હું ઘર જાઇશ એકલો, મરશે તારી માય;
હું એ પણ જીવું નહિ, તું વિણ ઘડીએ ન જાય.
જો દયા મન આવે નહિ, તો મારો હાવે શ્યામ!
કંસ જેણી પેર મારીઓ, તેમ વ્રજનો ફેડો ઠામ.

* * * *

કાલાવાલા શું કરે, જો નહિ કારમી પ્રીતિ?
ભાલણ પ્રભુ રઘુનાથજી! જાણો દશરથ રાયની રીતિ.

(૨)

મીઠડા માવજી રે, મારે મંદિર આવો;
પ્રેમે પીરસું પરમાનન્દ, કૂર ને દૂધ શીરાવો.
મથુરા રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યુ છે અતિ તેજ રે;
સહી જાણુંજે માગ સરખુ, કો નહિ આણે હેજ રે.
ધવરાવીને હૈડે ચાપતી, તેમ દેવકી નહિ ચાપે રે;
રોમાંચિત મારી દેહડી થાતી, તેમ તેની નહિ કાંપે રે.
માતા નહિ થાઉં તમારી, ધાવ કહીને જાણો રે;
મેં બાધ્યો જે માખણ માટે, તેણે રોષ ભગણો રે.
કાલિંદી માહે તમ ઉપર, જે હું નવ ઝપાવી રે;
જાણું તે વાત સંભારી, રીસ મનમાહે આવી રે.
તેં દીધો તેમ કો દે નહિ, પ્રીત કરીને છેહ રે,
ભાલણ પ્રભુ રઘુનાથ, ગંભારો એક ઘડીનો નેહ રે.

(૩)

કૃષ્ણ વચન:

ગોકુળિયે પધારો રે મારા નદજી રે, જસોદાજી જોશે વાટ રે;
ટળવળશે મારી માવડી રે, દુઃખ ધરશે મુજ માટ રે. ગોકુળિ
કોમળ તે હૈડું તેહનું રે, જાણીએ તે નવનીત રે;
ક્ષણ વાર હે સહે નહિ રે, ધરથી વાધી પ્રીત રે. ગોકુ
મુગટ તે મયુર પુચ્છનો રે, આપ્યો છે આઇજીને હાથ રે;
રૂડી પેરે રાખજો રે, જેમ નીરખનને આથ રે. ગોકુ.
કંઠે મેં પહેરાવિયો રે, ગુંજા કેરો હાર રે;
યત્ને તે જાળવજો ઘણું રે, વાસલડી તે પ્રાણાધાર રે. ગોકુ.
લાખી રંગની ઓઢણી રે, બોલડી તે લલીત શુ અંગ રે;
તેને મોખીક રખે લાગતા રે, કોમળ લાગે અગ રે ગોકુ.
કમળ વરણું મોળિયુ રે, તે હું બાધતો શિશ રે,
સાથે તે લાવ્યો નથી રે, જાણ્યુ જે કરશો રીસ રે. ગોકુ.
શીકૂ સ્વહસ્તે મેં ગુથીયુ રે, પાટલણુ પચરંગ રે;
તેહ રખે વળી વિણુસતું રે, લીધુ નહિ મેં સંગ રે. ગોકુ
વાસુલી જે વારે જડી રે, સુદીર મારૂ શૃગ રે;
રખે હરે તે ગોવાળાયારે, વળા છે તાન તુરગ રે. ગોકુ.
ગાય ચારીને મેં સાચવી રે, રખે તે દુબળી થાય રે;
દુધ જેનુ મુને ભાવતુ રે, પ્રેમે તે પાતી મ રી માય રે ગોકુ.
આઇજીને કહેજો એટલુ રે, તમ કને મારા પ્રાણુ રે,
એવુ કો વહાલુ નથી રે, સાચી કહુ છુ વાણુ રે. ગોકુ.
મ્હારે અહીં રહેવું નથી રે, વહાલુ વૃંદાવન રે;
ચાર દહાડા રહી આવશુ રે, સહુનુ મનાવી મન રે ગોકુ.
વેગે હવે તમે સંચોરો રે, લેઇને સઘળો સાથ રે;
તમથી હું અળગો નથી રે, કહે ભાવણ પ્રભુ રઘુનાથ રે ગોકુ.

(૪)

નંદ વચન:-

શા માટે નથી આવતા રે, કાઇ કાઢો અમારો વાંકજી;
રહેશો તો અમારૂ શુ ચાલશે, તમ પ્રત્યે અમો રાંક.

મારા જીવન લાકડા. ટેક.

મેં તમને ક્યારે કહ્યું, ચારવા જાઓ ગાયજી;
રમવાની ખાતે જાતા, ઘણુંએ વારતી સાય મારા જી

ચીરૂં રવે ઉપાડતા, ઘણુએ કરતો રીસજી;
પોતાની ઇચ્છાએ ઉપાડ્યુ, ચઢ્યુ અમારે શીશ. મારા જી

ઓનબા બહુ લાવતા, હું કદીએ ન કરતો રીસજી,
તો ધોખો શાને વમો, એ સઘળો મનથી ટાળીજ. મારા જી

પ્રાણજીવન છુ માહરો, શુ કહું વારોવારજી;
આધળાને જેમ લાકડી, તેમ તુજ મુજ આધાર મારા જી

વાક એટલો તેહતણો, જેણીએ બાંધ્યા તનજી;
તેને ઓસીકલ કીજીએ, જતુની જાણી મન મારા જી

માત પિતાને કારણે, વેચાણો રોહીદાસજી,
ધરમાગદે મસ્તક મોપ્યુ રામ ગયા વનવાસ મારા જી

ભીષ્મ નત ગાગેવ પાળ્યુ, તાત તણે ત્યા કાજજી,
પુરુએ જરા ગ્રહી, પોતાનું યૌવન દીધુ ત્યાજ મારા જી

જો તમો આવો નહીં તો, અમો જાશુ કાશીજી;
ગા ગ્રહો મેં પરહરી, ને થઇ રહિશુ સન્યાશી મારા જી

પુન્ય ત્યાહા જઇ એવુ કરશુ, પુનરપી આહિં અવતારજી,
માતા પિતા અમો તું અજ કુંવર, વિરહ નહીં લગાર મારા જી

કરવુ મોહે કામ કહું એ, મર્ણ દૈવને હાથજી,
દશરથની પેરે પ્રાણ ન જાએ, ભાનણ પ્રભુ રઘુનાથ મારા જી

(૫)

ગોપ વચન –

હા હરી સે ન કરો સવાઈ,
આવવાને શુ નથી હીંડતા, ગોકુળીએ કેમ બાઇ. ટેક

વાટ જોતાં હરી વનવાસી, તેપે જસોદા માડી,
દરશન તમારુ જગજીવન, સર્વ જનને સુખ દાડી હાં હરી

વાસલડી વજાડી વનમા, રાગ રંગ રસ ગાઇ;
મન હરી લીધા મનમોહન, કામાક્ષર બજાઇ. હા હરી.
અમો જાણુ છઉં ઘણું જોડી એહુ કર નાથ,
કુડ કપટ તમારુ કો નવ પ્રીછે, કીજે પ્રભુ ભલાઇ. હા હરી.
ભલે કસ માર્યો થયા મોટા, અપરિ વિભૂત તે પાઇ;
તોએ નંદકુંવર એમ ન ઘટે, વહાલાશુ વેડાઇ. હા હરી
ગૌ ગોવાળ ગોપણી, સાથે શી કરી સગાઇ;
ભાલણ પ્રભુ રઘુનાથ, ન કીજે મળતાશુ ઠગાઇ હા હરી.

(૬)

નંદ વચન:-

હારે મારા ગોવિંદા, તું ગોપીનો પ્રાણ;
તુંજ વિના કિમ જીવશે, તેહને મન પડ્યુ ભગાણ હારે
કાળી ધોળી કાબરી રે, દોહીને પીજીએ દૂધ;
માતા ખીજી શુ કરે રે, ઘેર ન કહીએ સુધ. હારે.
કસ ભલે તમો મારીઓ રે, વર્તો જય જયકાર;
જરાસંઘ અહીં આવશે, થાશે યુદ્ધ અપાર હારે.
આવો આપણ ચાલીએ, રમીએ વૃંદાવન;
વાસલડી વજાડીએ રે, મોહ્યા સહુના મન હારે.
કસરાય તમો મારીઓ રે, ટાળ્યુ સર્વેનુ દુઃખ;
વસુદેવજી છોડાવીઆ રે, દેવકીને દીધું સુખ હારે.
કમળ કેરે પાદડે રે, જમીએ દહીં ને ભાત;
અહીં કેમ શુ બેસી રહ્યા રે, વાટડી જુએ માત. હારે
તું તો જીવન મ્હારો રે, હૈહડીનો આધાર;
એક ઘડી નવ જીવીએ રે, તું વિના લગાર હારે
વાટ જુએ જસોમતી રે. ગોકુલની સર્વે નાર;
જળ વિના જેમ માછલી રે, ટળવળે વારવાર હારે.
અહીં આપણુ શુ છે રે, એ પીયારું ગામ;
વૃંદાવનમાંહી રમીએ રે, ભાલણ પ્રભુ શ્રીરામ હારે.

(૭)

યશોદા વચનઃ-

યદ્યપી મેં ધવરાવિયો, દેવકી તમારી માત રે;
નંદજી તે નિશ્ચે નહીં, વસુદેવ તમારો તાત રે.
વહાલા આવો રે કુંવર કોડામણા રે, વેગે વેહેલાં આવો રે. ટેક.

મારા કુંવર આવો, જોને ગોકુલ ગામ રે;
જહાં તમો ક્રીડા કરી, તે શુના દીસે ઠામ રે. વહાલા.

મેં તો એમ જાણ્યું, નહીં રે, લીલા ધરશો લોક રે;
સાંણે સુખ દીધું ઘણું રે, જાગી તો થયું શોક રે. વહાલા.

તારા થા ગુણ સંભારીએ રે, ગણતાં નાવે પાર રે;
અવગુણ શાશા અમો કર્યા રે, તે કહીએ પ્રાણાધાર રે. વહાલા.

જાણું છું મેં બાધીઓ, તેનો રાખ્યો રોષ રે;
જો દીધું હાયે આપણે, તો કશો દૈવનો દોષ રે. વહાલા.

ગુણ અવગુણ ન વિચારીએ રે, જેમની ખરી પ્રીત રે;
ભાલણ પ્રભુ શુ કરુ, તમો જાણો છો સર્વે રીત રે. વહાલા.

(૮)

એકવાર આવો આણે આગણે રે, રમવાને જાદવરાય રે;
મુખડું જોવા મહાવ રે, નહીં થાકી તારી માય રે. એક.

ધાવ કહીને બોલાવજો રે, મીઠાં કહીએ વચન રે;
તારા સમ છે ત્રીકમા રે, નહીં દુભાવું મન રે. એક.

નંદકુંવર કો નહીં કહે રે, કહે તેને દેજો ગાળી રે;
પીતામ્બર પગલાં કરો રે, લાડ તે મારૂં પાળી રે. એક.

મન ગમે તે આરોગજો રે, દામોદર દહી ભાત રે;
એક ઘડી બેસી કરો રે, ત્યાના સુખની વાત રે. એક.

ટળવળે છે ત્યા ગોવાળણી રે, આવી દો દરશન રે;
સરવસ જેણીએ સોપિયું રે, જાણી મારો તન રે. એક.

વાંક તમારો છે નહીં રે, નવનીધ પામ્યા રાજ રે;
દુરબલ સાથે ગોઠડી રે, કયમ ગમે ત્યા આજ રે. એક.

પિયારો જાણરો નહીં રે, ટાંણે નાખ્યો હાથિ રે;
માતા બંધાણી ઘણી રે, ધવરાવે તુજ સાથિ રે. એક.

મૃગયા મિષે પધારજો રે, સહજે આણે ઠામ રે;
અળખામણું એમ કા થયું રે, વહાલું ગોકુલ-ગામ રે. એક.

વૃંદાવન વિસારિયું કે, સાબરે ન સુંદીર સ્યામ રે;
એવી પેરે છેહ ન દીજે, ભાલણ પ્રભુ શ્રીરામ રે. એક

## 8 *From* રામલીલા.

The childhood of Rāma.

(૧)

થયા મંગળ તેજ પ્રકાશ, એ રૂપ કૃષ્ણ કળે;
અવનિકારણ શ્રી અવિનાશી, મહારૂપ કૃષ્ણ કળે.

કિરીટ મુકુટ શિર સાર, એ શોભે દિનકરનો ઝગકાર, મહા.
શોભે મૃગમદ તિલક લલાટ, એ. સુદ આઠમી સોમનો ઘાટ, મહા

શોભે અંબુજ નેણ વિશાળ, એ ભરી ભૃકુટી તે ધનુષ્ય આકાર, મહા
મકરાકૃત કુંડળ લલકે કાન, એ. અંગ ઇંદુ હળદરવાન, મહા.

શોભે લાલ પ્રવાળી અધર, એ. હાસ્ય વદનમા અમૃત પૂર, મહા.
નાસિકા શુદ્ધ શુકની ચંચ, એ ઝગકે હીરાકણીશા દંત, મહા.

ભૃગુલાન્છન કૌસ્તુભ હાર, એ ઉર હાર સહીત શણગાર, મહા.
શુદ્ધ શંખ સરીખી કંઠ, એ જાણીએ અધર્મ ઉપર દંઠ, મહા.

પેટ પોપણી કેસરી લંક, એ કસ્યા પીતાંબર પીળે રંગ, મહા.
જંઘા કોમળ કદળી પાય, એ જેમા મુનિઓના મન લલચાય, મહા.

કર આનંદકંદણુ પાણુ, એ શંખ ચક્ર ગદા અંબુજ જાણુ, મહા
ચરણે ચિન્હ પડ્યુ મઝુગ્ત, એ. ધ્વજા ચર્મ ને પદ અંકુશ, મહા

માતા દેખી થયા દિગ્મૂઢ, એ. જવ ઓળખ્યા ગરૂડારૂઢ, મહા.
પ્રભુ ભાગીએ મનની ભ્રાત, એ રઘુલાલ ખેલવાની ખાત, મહા.
તતક્ષણ થયા પ્રભુ લઘુરૂપ, એ ધણી બાલણના સ્વરૂપ, મહા

(૨)

કરે સ્તુતિ કૌશલ્યા માત, આગે તપ તપ્યાં વિખ્યાત;
જે પૂરણ પ્રેમ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ પ્રભુ નમુ નમું.

જે ભૂમિતણા ભૂપાળ, કેમ માતુ હું નાનું બાળ;
તારી માયાએ ભૂલે બ્રહ્માય શુણ નેતિ નેતિ કરી ગાય. પ્રભુ

શિવ સનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ ભૂલાય;
મુને અચરજ અદકું થાય, મુખડું જોઇ મનડું હરખાય. પ્રભુ.
વિશ્વંભર તને શું ધવાડું જગકર્તાને શું રે રમાડું;
માતા ભ્રમાકાર થઇ જ્યારે, મેલી વૈષ્ણવી માયા ત્યારે. પ્રભુ.

*　　*　　*　　*

ઉંઆ ઉંઆ સુણતાં જાગી, ઘણી ભાલણની ભ્રાંતિ ભાગી; પ્રભુ.

(૩)

રાજા દોને વધાઇ, પ્રભુ પ્રગટ્યા છે ઘરમાંઇ. ટેક.
તતક્ષણ ત્રંબાળું વાગ્યાં, ઘડિયાળા ઘણઘણાય;
ચરણ ચોપે ચતુરા, કર મોતી થાલે વધાય. રાજા.
ધીનકિત ધીનકિત મૃદંગ બાજે, ગુણકા કરતી ગાન;
કનકપાત્રમાં ઘૃત ભરીને, આપ્યાં ભુમિદાન. રાજા.
કુંકુમકેરા પૂર્યા સાથિયા, આંગણે કેળના થંભ;
તરીઆ તોરણ બાંધ્યાં બારણે, થઇ રહ્યો નાટારંભ. રાજા.
નવપલ્લવ ફુળી રહી પૃથ્વી, દિનકર તેજ અપાર;
સુન સનકાદિક ઓર બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર. રાજા.
પવન પાવક અતિ ઉજ્વળ, દિનકર તેજ અપાર;
સુર કારણ સારૂ અવતરિયા, હરવા ભૂમિ ભાર રાજા.
જાણ્યા જોષી જુગતે તેડ્યા, જન્માક્ષર જોવરાય;
પળમાં પરાક્રમ એવું ભાસે, તતક્ષણ ત્રિભુવનરાય. રાજા
ભૂપતિ જૈઉ જુઓ જગી, જિરઓ એવું નાજ;
રોમ રોમ વ્યાપી રહ્યો છે, મહારા જીવલોચન રામ. રાજા.
દેછે આદર વેંચે સાકર, શણગાર્યા સહુ બાળ;
નગરનિવાસી જોવા આવ્યાં, નાનાં મોટાં વૃદ્ધ બાળ. રાજા.
રૈયત સાહુકો જોવા આવે, દશરથજીને દ્વાર;
એ સુત બાળક સત્ય જુગ પાળક, ભાલણ ભય હરનાર. રાજા.

